શ્રી શંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ

# પરિચય

ભાગ બીજો.

વિશ્વ વિભૂતિઓ, અને શ્રી નવપદજીની પૂજા

તથા

શ્રી શત્રુંજય ગિરિરાજનું, શ્રી અભિનંદનસ્વામીનું અને શ્રી અનંતનાથ ભગવાનનું

— એમ ત્રણ સ્તવનોના સવિસ્તર રહસ્યાર્થ —




પ્રકાશિકા :

શ્રી નવજીવન ગ્રંથમાળા,

ગારીઆધાર (સૌરાષ્ટ્ર)

શ્રી જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ પરિચય પરીક્ષા માટે મંજુર કરેલ છે.

# નવજીવન ગ્રંથમાળા પ્રકાશન-સોપાન ૧૨



આવૃત્તિઃ- પહેલી. નકલઃ- ૧૦૦૦



વિ. સં.- ૨૦૧૨. સનઃ- ૧૯૫૬.

મૂલ્ય : પોણા બે રૂપિયા.



પ્રાપ્તિ સ્થળો :-

**શ્રી નવજીવન ગ્રંથમાળા,**

પ્રધાન કાર્યાલય :-
ગારીઆધાર
( સૌરાષ્ટ્ર. )



શાખા :-
દાંડીયા બજાર,
ભરૂચ.

**શ્રી જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ-પૂના.**

કેંદ્રીય કાર્યાલય-૧૫૬/૫૭, રવિવાર પેઠ, પૂના-૨.

બૃહદ્ ગુજરાત શાખા,
રાવપુરા રોડ,
વડોદરા-૧.



સૌરાષ્ટ્ર શાખા,
ચાંદી બજાર,
જામનગર.

# પરિચાયક નિવેદન.

આપણી કાર્ય પધ્ધતિઓ સુચારૂ રૂપે ધીમે ધીમે આગેકદમ ભરી રહી છે, એ સૌને વિદિત જ છે, પ્રારંભિક પાઠ્યક્રમ ત્રણ–ત્રણ ભાષામાં પ્રગટ થઇ ગયા બાદ, સમિતિએ પ્રવેશ પાઠ્યક્રમનો પહેલો ભાગ પ્રગટ કરવામાં થોડી ઢીલ થાય તેમ લાગવાથી તાત્કાલિક બીજો ભાગ પ્રગટ કર્યો, ને તેના હિંદી ને મરાઠી ભાષામાં અનુવાદોની પણ તૈયારીઓ થઇ રહી છે. તે ગાળામાં પરિચય પાઠ્યક્રમનો (સૂત્રોની અર્થ સંકલના-વાલો) પહેલો ભાગ પણ તુરતમાં પૂર્ણ તૈયાર ન થવાથી અભ્યાસકોને ભણવામાં સારી સુગમતા થાય, તે માટે તેનો બીજો ભાગ પ્રગટ કરી, આજે જનતાના કર કમલમાં અર્પણ કરતાં અમને અનહદ આનંદ થાય છે.

પરિચય પરીક્ષાના પાઠયપુસ્તકો પહેલાં જુદાં જુદાં હતાં. એટલે વિશ્વવિભૂતિઓ ને પૂજાની ચોપડી એમ પ્રગટ કરવામાં આવેલ. હવે સમિતિ દ્વારા નવિન શૈલિએ વિશ્વવિભૂતિઓ, પૂજા તેમજ તેના ગૂઢ રહસ્યાર્થો, તદ્દુપરાંત ત્રણે સ્તવનોના ભાવાર્થ તૈયાર કરી અભ્યાસીઓની સુગમતા માટે એક જ બુકમાં એકત્રિત કરી અહીં પ્રગટ કરવામાં આવે છે.

આ પુસ્તકમાં પ્રથમ ૨૪ (વિશ્વ વિભૂતિઓનું) તીર્થંકર ભગવંતોનું જાણવા યોગ્ય ટૂંકમાં જીવનાલેખન કર્યા બાદ, શ્રી નવપદજી મહાપૂજામાં વર્ણવેલ આગમોના ગૂઢ રહસ્યોનો ઉકેલ કરીને પૂજા ભાવાર્થ સહિત સમજાવવામાં આવેલ છે. જે શિખીને નવે પદોનું સ્વરૂપ પરીક્ષાર્થીઓને બહુ જ સહેલાઇથી સમજાઇ જશે એવી અમને પૂર્ણ આશા છે. વળી ૨૪ ભગવંતોનો કોઠો પણ મૂકી ટૂંકી જાણકારી આપેલ છે. આટલું કર્યા બાદ પૂ. આ. શ્રી જ્ઞાનવિમલ સૂરીશ્વરજી મહારાજ કૃત શ્રી શત્રુંજય તીર્થાધિરાજની યાત્રામાં ઉત્સાહ પૂરનાર મંગલકૃતિના અર્થ પણ ભાવવાહી શૈલિથી આ ગ્રંથમાં રજૂ કરવામાં આવેલ છે. આ સિવાય પૂ. પંડિત પ્રવર શ્રી આનંદઘનજી મહારાજ કૃત શ્રી અભિનંદન સ્વામીના તેમજ શ્રી અનંતનાથ ભગવાનના ગૂઢ રહસ્યો-વાળા સ્તવનોના અર્થો જેટલા સરલ ને સ્પષ્ટ સમજાય તેટલા સાદી ભાષામાં અહીં રજૂ કરવામાં આવ્યા છે. આવા ગૂઢ અર્થ ભરેલા સ્તવનોના પદેપદના અર્થને ઉકેલવા ને રજૂ કરવા એ ઘણુંજ કઠીન કામ છે.

જે રજૂ કરવામાં આવેલ છે. તેમાં હજીએ ઘણી ખામીઓ હશે, પણ અત્યાર સુધીના તેના અર્થો જે પ્રગટ થયા છે, તેથી કર્તાના ભાવ સ્પષ્ટ સમજાતા નથી. ઉંડાણ ઉતરી વિચારાશે, તો જણાશે, કે આ ૬ થી ૭ ગાથાઓની એક એક વચન કૃતિઓ તો આગમની ગૂઢ પંક્તિ જેવી બની જાય છે. જો કે તેમાં આગમોનો સારજ તારવીને કૃતિકારે જનતા સમક્ષ રજૂ કર્યો છે. એ ૭ કે સાત ગાથાઓ આપણે માટે તો ૬-૭ સૂત્રો સમાન જ છે એમ માનીએ તો વાંધો નથી. અનંત જ્ઞાનીઓ નાના સૂત્રોમાં અનંત અર્થોને જેમ સંગૃહિત કરી શકે છે, તેમ તેમના શિષ્યો પણ નાનીશી કૃતિમાં પણ કેટલાય ગૂઢ રહસ્યોનો સંગ્રહ કરી શકે છે, તે આ કૃતિ ઉપરથીજ જાણી શકાય છે.

આ સિવાય આ બન્ને કૃતિમાં બીજી એ એક ખૂબી સમાએલી છે, કે આજના સમાજની પરિસ્થિતિઓને અવલોકવાનો માર્ગ એ ઉપકારી મહાપુરુષ ચીંધે છે. આપણે ઉન્માર્ગે જતા હોઇએ, ને કોઇ ઉપકારી આવીને હિતશિક્ષા આપે, તેવી રીતનો આ સ્તવનોમાં તેમનો ગુપ્ત સંદેશ છે. એમના એ ગુપ્ત વચનો ટંકશાળી વચનો બની ગયા છે. એમની નિઃસ્પૃહતાથી કહેવાએલી આ વાણી વાસ્તવમાં સત્યથી ભરેલી છે. આ રીતે ભગવાનની સમક્ષ કહેતાં કહેતાં પણ ચાલુ યુગને અને ભાવિના યુગને ઉદ્બોધન કરવાની કટાક્ષ શૈલિ બીજે ક્યાંય જોવા મળતી નથી. એમની એ અજોડ કળાવાળી દક્ષતાની હરોળમાં આજ સુધી કોઇ ટકી શક્તું નથી. આપણા સમાજના હિત માટે કૃતિકારે **જે જે કટાક્ષ વેણો કર્યાં છે, તેના પર શ્રી સંઘના આગેવાનો, પાઠકો અને અભ્યાસકો ખૂબ લક્ષ આપે, અને એમના માર્ગ-સૂચનોને અમલમાં મૂકી જીવનાદર્શ બનાવે!**

પ્રાન્તે આ ગ્રંથના પ્રકાશનમાં અર્થ સંકલનામાં અથવા મુદ્રણ-કાર્યમાં, મતિ માંદ્યતાના કારણે, પ્રેસદોષના, સંશોધનાદિના દોષને કારણે, કાંઇપણ જિનાજ્ઞા વિરુદ્ધ લખાઇ કે છપાઇ ગયું હોય, તો શ્રી સંઘ સમક્ષ "મિથ્યા દુષ્કૃત" માંગીએ છીએ.

પૂના, વિદ્યાપીઠ પાઠ્યપુસ્તક પ્રકાશન સમિતિ.

તા. ૧-૯-૫૬.



શ્રી શંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ

# પરિચય પાઠયક્રમ

સંકલિત

## વિશ્વવિભૂતિઓ, શ્રી નવપદજીની પૂજા

તથા

## શ્રી અભિનંદનસ્વામી, શ્રી અનંતનાથ ભગવાન અને શત્રુંજય ગિરિરાજ એ ત્રણ સ્તવનોના

## રહસ્યાર્થ :–

---

## દેવાધિદેવ વીતરાગ જિનેશ્વર.

*પાર્શ્વ શંખેશ્વર નમી કરી, વંદી ગણધર પાય;*
*રચું ચોવીશ જિનતણી, સ્તુતિ ગણ સુખદાય. (૧)*
*ભવિ પૂજો અરિહંતને, શાસન જસ હિતદાય;*
*ઉપકાર ધોધ વહાવતાં, તારે ત્રિભુવનરાય. (૨)*

દુનિયામાં ઉપકાર એ જુદી વસ્તુ છે. આ પૃથ્વી ઉપર જો કોઇ મોટામાં મોટા ઉપકારી હોય, તો ભગવાન શ્રી તીર્થંકર દેવો જ હોય છે. તીર્થંકર પ્રભુને અરિહંત, પરમેશ્વર, વીતરાગ,

કે દેવાધિદેવ પણ કહેવાય છે. એ ભગવાન ચતુર્વિધ સંઘ (સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા) રૂપી શાસનની સ્થાપના કરે છે. એમના જેટલું પુણ્ય કોઇનું હોતું નથી. પોતે સ્થાપેલા સંઘના તેઓ મહાનેતા કહેવાય છે. (૧) ગર્ભમાં આવતાં, (૨) જન્મતાં, (૩) દીક્ષા સમયે, (૪) કેવળજ્ઞાન અવસરે, અને (૫) છેવટે મોક્ષે જતાં દેવતાઓનાં સિંહાસને ચલાયમાન થતાં જ ત્યાંથી દેવો મહોત્સવ ઉજવવા આવે છે. આ પાંચ અવસરો **કલ્યાણકના** નામથી ઓળખાય છે. આમ પ્રભુને જ્યારે કેવળજ્ઞાન થાય, કે તુરત જ દેવેન્દ્રો આવી સમોસરણ રચે છે, તેમાં ભગવાન અપૂર્વ ધર્મદેશના આપે છે. આ પ્રમાણે તે પ્રભુજી ઘણાં જીવોને બુઝવે છે. આ ઉપકાર જેવો તેવો સામાન્ય નથી; કારણકે જન્મમરણનાં દુઃખોથી ભરેલી સંસારચક્કીમાં અનંતા આત્માઓ જે પીસાઇ કે ચગદાઇ રહ્યા છે, તેવા અગણિત ને અસહ્ય દુઃખોમાંથી ઉગારીને તે ભગવાન મોક્ષના અનંતા સુખના સ્થાનમાં મોકલી આપે છે. દુઃખી આત્માને સુખી બનાવે તે જ સાચા ઉપકારી કહેવાય.

વીશ કોડાકોડી સાગરોપમના બે ભાગ કરો, એકનું નામ ઉત્સર્પિણી અને બીજાનું નામ અવસર્પિણી. દરેકમાં આપણા ભરતક્ષેત્રમાં ચોવીશ-ચોવીશ ભગવાન થાય છે. કેવળજ્ઞાન થાય પછી દેવેન્દ્રો આવે, સમોસરણને રચે, તેમાં પ્રભુજી બિરાજે અને દેશના આપે. સમોસરણ ચોરસ પણ હોય, અથવા ગોળ પણ હોય. પ્રભુનાં વચનો પશુઓ વિગેરે પોતપોતાની ભાષામાં સમજે છે, તેવો અતિશય હોય છે. દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશામાં પ્રભુજી જેવાં જ ત્રણ રૂપો દેવો બનાવે. પ્રભુ પોતે પૂર્વાભિમુખ દિશામાં બેસે. સમોસરણ ન રચાયું હોય, તો

ભગવાન સિંહાસન પર બિરાજે, ને દેશના આપે. ઓછામાં ઓછા ક્રોડ દેવો પ્રભુની સેવામાં હાજર રહે છે. ભગવાન ચાલે, ત્યારે પગ ભૂમિ પર મૂકે નહિ, પણ દેવોએ ગોઠવેલાં સુવર્ણ કમળ પર ચાલે છે. આકાશમાં છત્ર ચાલે છે. ચાલતાં ચાલતાં કાંટા ઊંધા થઇ જાય, પંખીઓ ત્રણ પ્રદક્ષિણા ફરે છે. પ્રભુજી જયાં જાય ત્યાં છ માસ સુધી રોગ થતા નથી. ભગવાન શ્રી **અજિતનાથ** પ્રભુના સમયમાં વધારેમાં વધારે **મહાવિદેહ**ક્ષેત્ર વિગેરેમાં ૧૭૦ તીર્થંકર ભગવાનો હતા. આજે **મહાવિદેહ**ક્ષેત્રમાં વીશ તીર્થંકર પ્રભુ વિચરે છે. **ભરત** ને **ઐરાવત**ક્ષેત્રોમાં આજે વિહરમાન ભગવાનોનો વિરહ છે. મૂર્તિનો જ આધાર છે.

એ ભગવંતને કોઇની ઉપર પણ રાગ હોતો નથી, તેમ કોઇની ઉપર દ્વેષ કે વૈરભાવ હોતો નથી. એ ભગવાનનો અનંત ઉપકાર ભુલાય તેમ નથી. તે પ્રભુ બહુ પવિત્ર હોવાથી તેમનું નામસ્મરણ પણ મંત્રસ્વરૂપ બને છે. તેમ કરવાથી આપણાં ઘણાં પાપો ધોવાઇ જાય છે. તેથી જ આપણે વારંવાર "**નમો અરિહંતાણં**" નો જાપ કરીએ છીએ. આ વીતરાગ ભગવાન સૌનું કલ્યાણ કરો ! આ ચોવીશીમાં ચોવીશ ભગવાન થયા છે, તે આ પ્રમાણે છે.

  

પાઠ ૧

# ભગવાન શ્રી ઋષભદેવસ્વામી.

દુહો.

*<u>આદિનાથ</u> પહેલા થયા, સમરો આતમકાજ;*
*યુગલા ધર્મ હરી થયા, શત્રુંજય શિરતાજ.* (૩)

શ્રી ઋષભદેવસ્વામી ભગવાન આ ચોવીશીના પ્રથમ તીર્થંકર થયા હતા. તેઓનો જન્મ **વિનીતા** (અયોધ્યા) નગરીમાં થયો હતો. **નાભિરાજા**ના એ પ્રભુ પુત્ર થતા હતા. એ પ્રભુજીના માતુશ્રીનું નામ **મરૂદેવા** હતું. એ પ્રભુના પુત્ર **ભરત** ચક્રીએ ચાર વેદની રચના કરી, ને ત્યારથી 'મા હન' કહેનારા બ્રહ્માણ કહેવાયા.

ભગવાનનું શરીર સુવર્ણ જેવા વર્ણનું ને પાંચસો ધનુષ્ય પ્રમાણ હતું. એ પ્રભુના સાથળમાં **વૃષભ**નો આકાર જન્મથી હતો, તેને **લંછન** કહેવાય છે, એટલે તેમનું લંછન વૃષભ હતું. અઢાર કોડાકોડી સાગરોપમ (એટલે અસંખ્યાતા વર્ષો) સુધી આ ભારત ભૂમિમાં ધર્મનું નામનિશાન ન હતું, તેવા સમયે આ પ્રભુજીએ દેવવિમાનમાંથી અવતરી ધર્મશાસનની પહેલી જ સ્થાપના કરી. ભગવંતે ત્યાશી લાખ પૂર્વનું આયુષ્ય ગૃહસ્થપણે વિતાવ્યું. પછી ૪૦૦૦ પુરૂષો સાથે દીક્ષા લઇને એક લાખ પૂર્વ સુધી ગામેગામ વિહાર કરી, ચારિત્ર પાળ્યું. પ્રભુજીએ ચતુર્વિધ શ્રી સંઘની સ્થાપના કરી.

પ્રભુજીનો પરિવાર આ પ્રમાણે હતો. ૮૪૦૦૦ મુનિવરો અને ૩ લાખ સાધ્વીઓ હતા. **અષ્ટાપદ** તીર્થ ઉપર ભગવાન મોક્ષે ગયા છે. ભગવાન શ્રી **ઋષભદેવ**સ્વામીના શાસન રખેવાલ તરીકે **ગોમુખ** યક્ષ, અને **ચક્રેશ્વરી** દેવી થયા છે. **શ્રી શત્રુંજય, શ્રી આબુજી તથા શ્રી ઝગડીયાજી** વિગેરે તીર્થોમાં શ્રી **ઋષભદેવ**સ્વામીના મોટા જિનાલયો છે.

### શબ્દાર્થ

તીર્થંકર–કેવળજ્ઞાન થયા પછી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપી તીર્થને સ્થાપે, તેમને તીર્થંકર કહેવાય છે.

પૂર્વ–૮૪ લાખને ૮૪ લાખે ગુણવાથી આવેલી વર્ષની સંખ્યા.
મોક્ષે ગયા–સર્વથા જન્મ મરણનાં દુઃખથી મુક્ત થયાં.

  

પાઠ ૨.

# શ્રી અજિતનાથ ભગવાન.

દુહો.

*અજિતનાથ બીજા નમું, શાસન જસ જયકાર,*
*કેવળ આરીસે જુએ, વિશ્વભાવ સુખકાર. (૪)*

પ્રથમ તીર્થપતિના થયા પછી પચાસ લાખ ક્રોડ સાગરોપમ વિતી ગયા. ત્યારબાદ બીજા ભગવાન શ્રી **અજિતનાથ**સ્વામી થયા. **જિતશત્રુ** રાજા અને **વિજયા** રાણીના એ પુત્ર હતા. **અયોધ્યા** નગરીમાં અવતરેલા એ પ્રભુનું **ગજ લંછન** હતું. સાડા ચારસો ધનુષ્ય જેવડું ઊંચું એ પ્રભુજીનું શરીરપ્રમાણ હતું. એક હજાર નરવીરો સાથે તે પ્રભુજીની દીક્ષા થઇ હતી. ૭૨ લાખ પૂર્વનું દીર્ઘઆયુષ્ય એ દેવાધિદેવનું હતું. મોક્ષે જતી વખતે એ પ્રભુનો વિશાળ પરિવાર એક લાખ મુનિવરોથી તથા ત્રણ લાખ અને ત્રીશ હજાર આર્યાઓથી શોભતો હતો. આ ભગવાન શ્રી **સમેતશિખર** મહાતીર્થ ઉપર મોક્ષે ગયા. **મહાયક્ષ** નામના દેવે એ પ્રભુના શાસનમાં ધર્મી આત્માઓને ઘણી સહાય કરી છે, તથા **અજિતબલા** નામની દેવીએ શાસનસંરક્ષક તરીકે ઘણી સેવા બજાવી છે. એ શાસન જયવંતુ રહો! બારમી સદીમાં શ્રી **તારંગાજી તીર્થ**માં મહારાજા **કુમારપાળે** મોટું જિનમંદિર બંધાવી, આ ભગવાનનું મહાન અલૌકિક બિંબ પધરાવ્યું છે.

## શબ્દાર્થ.

દેવાધિદેવ=ક્રોડો દેવો એ નાથની સેવા કરતા હતા, એટલે એ પ્રભુ દેવોના પણ પૂજ્ય હતા. તેથી દેવાધિદેવ કહેવાય છે.

પરિવાર=એ ભગવાનની સેવા કરનારા મહાવ્રતધારી મુનિઓ.

આર્યાઓ=મહાવ્રતધારી સાધ્વીજી મહારાજો.

  

## પાઠ ૩.

# શ્રી સંભવનાથ ભગવાન.

દુહો.

*સંભવજિનને પામીને, થાય અનાથ સનાથ;*
*સુણી દેશના હિતકરી, કરે મુક્તિનો સાથ. (૫)*

વિશ્વોપકારી શ્રી **અજિતનાથ** ભગવાનની પછી ત્રીશ લાખ ક્રોડ સાગરોપમે ત્રીજા તીર્થંકર પ્રભુ શ્રી **સંભવનાથ** ભગવાન થયા. સાધર્મિક ભાઈઓનો ઉદ્ધાર કરવાની ઉચ્ચ ભાવનાથી જિન-નામકર્મ બાંધીને તેઓ આવ્યા હતા. તેમના પિતાજીનું નામ **જિતારી** રાજા હતું, ને **સેના** માતાની કુખે પ્રભુ અવતર્યા હતા. એ પ્રભુની સોવનવર્ણી કાયા હતી. પ્રભુને **ઘોડાનું** લંછન હતું. એ ભગવાનનો જન્મ **શ્રાવસ્તિ** નગરીમાં થયો હતો, તથા એમનું શરીરમાન ચારસો ધનુષ્યનું હતું. ભગવાને એક હજાર પુરૂષો સાથે દીક્ષા લીધી હતી. સાઠ લાખ પૂર્વનું એ ભગવંતનું આયુષ્ય હતું. તેમના શિષ્યનો પરિવાર બે લાખ સાધુઓનો તથા ત્રણ લાખ ને છત્રીશ હજાર સાધ્વીજીનો હતો. એ પ્રભુ મહાતીર્થ શ્રી **સમેતશિખર** ઉપર નિર્વાણ પામ્યા હતા. એ ભગવાનના શાસનસંરક્ષક દેવનું નામ **ત્રિમુખ** યક્ષ હતું, તથા દેવીનું નામ **દુરિતારી** હતું. એ દેવદેવીઓએ ઘણાં સમકિતવંત ધર્મીઓનાં વિઘ્નોને દૂર કર્યાં.

### શબ્દાર્થ.

સાગરોપમ=અસંખ્યાતા વર્ષો. સોવનવર્ણી=સોનાના રંગ જેવો વર્ણ.
સમકિતવંત=ભગવાનના ધર્મ ઉપર શ્રધ્ધા રાખનાર.

  

## પાઠ ૪.

# શ્રી અભિનંદનસ્વામી.

દુહો.

*અભિનંદન ચોથા પ્રભુ, સ્યાદ્વાદ રસ કંદ;*
*તસ ગુણને અવલંબતાં, લહું આનંદ અમંદ (૬)*

ત્રીજા ભગવાનની પછી દશ લાખ કોડી સાગરોપમે ચોથા વિશ્વવિભૂતિ **શ્રી અભિનંદનસ્વામીજી** થયા. તેમના પિતાનું નામ **સંવર** રાજા અને માતાનું નામ **શ્રી સિદ્ધાર્થા** હતું. પ્રભુનો જન્મ **અયોધ્યામાં** થયો હતો.

સાડી ત્રણસો ધનુષ્ય જેવડું તે પ્રભુજીનું શરીર હતું. એક હજાર પુરુષો સાથે તે ભગવાનની દીક્ષા થઈ હતી. તે ભગવાનને **વાનરનું** લંછન હતું. પ્રભુજીએ પચાસ લાખ પૂર્વનું દીર્ઘાયુષ્ય ભોગવી શ્રી **સમેતશિખરજી** તીર્થ ઉપર મુક્તિ મેળવી. એ ભગવાનનો શિષ્ય સમુદાય ત્રણ લાખ સાધુઓનો હતો, તથા સાધ્વીઓ છ લાખ ને છત્રીશ હતી. શાસનદેવ **ઇશ્વર** નામે હતા, ને **કાળી** નામની દેવી સંરક્ષક હતી.

### શબ્દાર્થ

વિશ્વવિભૂતિ=મહાન તેજસ્વી પુરુષ. દીર્ઘાયુષ્ય=લાંબુ આયુષ્ય.
સમુદાય=પરિવાર, સમૂહ.

  

પાઠ ૫.

# શ્રી સુમતિનાથ ભગવાન.

દુહો.

*સુમતિનાથ સેવા કરો, પૂરે સઘળી આશ;*
*જ્ઞાન દીપકને આપતા, ટાળે ભવના પાશ. (૭)*

શ્રી **અભિનંદનસ્વામી** ભગવાન અને શ્રી **સુમતિનાથ** પ્રભુ એ બે તીર્થપતિઓની વચ્ચે નવ લાખ સાગરોપમનું અંતર પડ્યું. આ પ્રભુજીનો જન્મ **અયોધ્યા** નગરીમાં **સુમંગલા** માતાની કુક્ષીએ અને **મેઘરથ** રાજાના કુળમાં થયો હતો. તેઓશ્રીનું લંછન **ક્રૌંચનું** હતું. ને શરીર ત્રણસો ધનુષ્ય પ્રમાણનું હતું. એ ભગવંતનું આયુષ્ય ચાલીસ લાખ પૂર્વનું હતું.

એક હજાર વીરનરો સાથે પ્રભુએ સંયમ અંગિકાર કર્યું. શ્રી **સમેતશિખરના** પહાડ ઉપર એ અરિહંત ભગવાને શિવપદ લીધું. પ્રભુશ્રીનો શિષ્ય સંપ્રદાય ત્રણ લાખ ને વીશ હજાર મુનિવરો, અને પાંચ લાખ ને ત્રીશ હજાર સાધ્વીજીઓથી શોભતો હતો. પ્રભુના **તુંબરૂ** યક્ષ તથા **મહાકાલી** દેવી એ બે શાસનરક્ષક હતા. આ ભગવાનનો પ્રભાવ શ્રી **તલાજા** તીર્થમાં, તથા માતર (નડીયાદ પાસે) માં બહુ વિખ્યાત છે. એ તીર્થો જરૂર દર્શનીય છે.

**શબ્દાર્થ**

પાશ=બંધનો.                વીરનરો=ઉત્તમ પુરુષો.
સંપ્રદાય=પરિવાર.

  

## પાઠ ૬.

# શ્રી પદ્મપ્રભસ્વામી.

દુહો.

*પદ્મપ્રભ જિન હિતકર, કાંતિ અતિશયવંત;*
*ભવ્ય હૃદય પ્રવેશીને, ટાળો અરિગણ સંત. (૮)*

શ્રી **સુમતિનાથ** ભગવાનના નિર્વાણથી નેવું હજાર ક્રોડ સાગરોપમે શ્રી **પદ્મપ્રભ** જિનેશ્વર નિર્વાણ પામ્યા.

**કૌશાંબી** નગરીમાં **શ્રીધર** રાજા તથા **સુસીમા** રાણીના પુત્રપણે શ્રી **પદ્મપ્રભુજી**નો જન્મ થયો. પ્રભુને **કમળ**નું લંછન હતું. ત્રીશ લાખ પૂર્વનું આયુષ્ય હતું. અઢીસો ધનુષ્ય દેહમાન હતું. રાતો વર્ણ પ્રભુના શરીરનો હતો. એક હજાર માનવીઓ સાથે પ્રભુશ્રીએ ચારિત્ર સ્વીકાર્યું. ત્રણ લાખ ત્રીશ હજાર મહાત્માઓ, અને ચાર લાખ વીશ હજાર સાધ્વીજીઓના વિશાળ પરિવારથી એ ભગવાન ઝળકતા હતા. પ્રભુજી **સમેતશિખર** તીર્થ ઉપર અનંત સુખવાળા મુક્તિપદને પામ્યા. **કુસુમ** યક્ષ તથા **અચ્યુતા** દેવી પ્રભુના શાસનની સેવામાં હાજર હતા, અને તે હંમેશ પ્રભુની ઘણી ઘણી ભક્તિ કરતા હતા.

### શબ્દાર્થ

અરિગણ=કર્મ રૂપી શત્રુનો સમૂહ. દેહમાન=શરીરની ઉંચાઇ.
અનંત સુખવાળા=અપાર સુખવાળા.

  

પાઠ ૭.

# શ્રી સુપાર્શ્વનાથજી.

દુહો.

*શ્રી સુપાર્શ્વ જિન શોભતા, સ્થાપી ચઉવિહ સંઘ;*
*આકાશે જેમ સૂર્ય તેજ, ટાળે તિમિર પ્રબંધ. (૯)*

શ્રી **પદ્મપ્રભસ્વામીજી** પછી નવ હજાર ક્રોડ સાગરોપમે શ્રી સુપાર્શ્વનાથ ભગવાન થયા. **વાણારસી** (બનારસ-કાશી) નગરીમાં **સુપ્રતિષ્ઠ** પિતા તથા **પૃથિવી** માતાના શ્રી **સુપાર્શ્વનાથજી** પુત્ર હતા. **સ્વસ્તિક** લંછન પ્રભુજીનું હતું. દીક્ષા એક હજાર માનવીઓ સાથે થઇ. બસો ધનુષ્યનું એ પ્રભુનું શરીર હતું, ને વીશ લાખ પૂર્વ સુધી લાંબુ આયુષ્ય ભોગવ્યું. ભારતભૂમિના ખૂણેખૂણામાં ધર્મનો ડંકો વગાડયો ને ઘણાં જીવોને તાર્યા. શ્રી **સમ્મેતશિખરજી**ના મહાન ગિરિરાજ ઉપર એ પ્રભુ મોક્ષે ગયા. ત્રણ લાખ મુનિઓ તથા ચાર લાખ ત્રીશ હજાર સાધ્વીજીઓ પ્રભુજીના શાસનમાં થયા. **માતંગ** યક્ષ અને **શાંતાદેવી** પ્રભુના શાસનના રખેવાળ હતા.

શબ્દાર્થ.

ચઉવિહ સંઘ=ચાર પ્રકારનો સંઘ: સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા.
તિમિર=અંધકાર રખેવાળ=રક્ષણ કરનાર.

★ ★ ★

પાઠ ૮.

# શ્રી ચંદ્રપ્રભસ્વામી.

દુહો.

*ચંદ્રપ્રભ જિન ચમકતા, તેજ ચંદ્ર સમ જાસ:*
*વિમળ આતમ કાંયથી, સંઘ સકળ સુખવાસ. (૧૦)*

શ્રી **સુપાર્શ્વ**નાથસ્વામીથી નવસો ક્રોડ સાગરોપમે શ્રી **ચંદ્રપ્રભ** ભગવાન થયા. **ચંદ્રપુરી** નગરીમાં પિતા **મહાસેન** તથા માતા **લક્ષ્મણા**ને ત્યાં **ચંદ્ર** લંછનથી શોભતા શ્રી **ચંદ્રપ્રભ**-સ્વામીનો જન્મ થયો. તે પ્રભુજીનું શરીર દોઢસો ધનુષ્યનું હતું. આ પ્રભુનું શરીર ગૌરવર્ણવાળું હતું.

એક હજાર પુરુષો સાથે પ્રભુની દીક્ષા થઈ. દશ લાખ પૂર્વનું એ ભગવાને આયુષ્ય ભોગવ્યું, અને શ્રી **સમેતશિખર** ઉપર હંમેશ માટેના અખંડ નિવૃત્તિવાળા મોક્ષને મેળવ્યું. પ્રભુનો શિષ્ય સમુદાય અઢી લાખ મુનિ મહારાજોનો, ને ત્રણ લાખ એંસી હજાર સાધ્વીઓનો હતો. શાસનસંરક્ષક **વિજય** અને **જ્વાલા** દેવી હતાં. શ્રી **ચંદુર** તીર્થમાં (શ્રી શંખેશ્વરજીની પાસે) આ પ્રભુજીનું મંદિર છે.

**શબ્દાર્થ**

સુખવાસ=સુખવાળું સ્થાન. **ગૌરવર્ણ**=શ્વેત અથવા ઉજળો વર્ણ.
અખંડ નિવૃત્તિ=સંપૂર્ણ શાંતિ.

  

પાઠ ૯.

# શ્રી સુવિધિનાથસ્વામી.

દુહો.

*<u>સુવિધિનાથ</u> દેજો મને, સમકિત જે સુખકાર;*
*વિશ્વભાવ અવલોકી જે, દેશના દે હિતકાર. (૧૧)*

ભગવાન શ્રી **ચંદ્રપ્રભ**સ્વામીજી પછી નેવું ક્રોડ સાગરોપમે શ્રી **સુવિધિ**નાથ પ્રભુ થયા. **સુગ્રીવ** રાજા અને **રામા** માતા એ પ્રભુજીના પિતા ને માતા થતા હતા. તેમનો જન્મ **કાકંદી**

નગરીમાં થયો હતો, અને લંછન મગરમચ્છનું હતું. એ પ્રભુ શ્રી પુષ્પદંત ભગવાનના નામથી પણ ઓળખાતા. પ્રભુજીનું આયુષ્ય બે લાખ પૂર્વનું હતું. તેમનું શરીર એકસો ધનુષ્ય ઉંચાઈનું હતું. ભગવંતે એક હજાર પુરુષોની સાથે ચારિત્ર ગ્રહણ કર્યું. જેમ ઇંદ્ર દેવોની સભા વચ્ચે શોભે, તેમ પ્રભુશ્રી પોતાના બે લાખ મુનિઓ અને એક લાખ ને વીશ હજાર સાધ્વીઓથી શોભતા હતા. એ પ્રભુ શ્રી **સમેતશિખર** ઉપર નિર્વાણ પામ્યા. શાસનદેવ **અજીત** યક્ષ અને દેવી **સુતારા** શ્રી સંઘના સહાયક હતા.

**શબ્દાર્થ**

વિશ્વભાવ અવલોકીને=દુનિયાને ઝીણી નજરે જોઈને.
હિતકાર=કલ્યાણ કરનાર.                    નિર્વાણ=મોક્ષ.

★ ☆ ★

પાઠ ૧૦.

# શ્રી શીતળનાથસ્વામી.

દુહો.

*શીતળનાથ દશમા પ્રભુ, વચન જસ અણમોલ;*
*અનેકાંત મત સાંભળી, ભવિ થાય રંગરોળ.* (૧૨)

દેવાધિદેવ શ્રી સુવિધિનાથ પ્રભુની પછી નવ ક્રોડ સાગરોપમે શ્રી **શીતળનાથસ્વામી** થયા.

**ભદ્દિલપુર** નામના નગરમાં **દઢરથ** રાજા અને **નંદા** રાણીના ઘરે એ પ્રભુ જન્મ્યા. નેવું ધનુષ્યની ઉંચાઇ હતી. **શ્રીવત્સનું** લંછન હતું. એક લાખ પૂર્વનું આયુષ્ય પાળ્યું. એક હજાર માનવો સાથે ભગવાનની દીક્ષા થઇ. શ્રી **સમેત-**

શિખર ઉપર પ્રભુજી શિવપદને પામ્યા. તારાઓમાં જેમ ચંદ્રમા શોભે, તેમ આ ભગવાન એક લાખ સાધુઓ અને એક લાખ ને છ સાધ્વીઓ વચ્ચે શોભતા હતા. બ્રહ્મ યક્ષ અને અશોકા નામે દેવી પ્રભુના શાસનની રક્ષા કરતા હતા.

### શબ્દાર્થ

અણુમોલ=જેની કિંમત ન અંકાય એવા.
અનેકાંત મત=દરેક બાજુના વિચારવાળો મત. ભવિ=ભાવિક પુરુષો.

  

## પાઠ ૧૧.

# શ્રી શ્રેયાંસનાથ પ્રભુ.

### દુહો.

શ્રેયાંસ જિનને સમરીયે, શિવસુખના દાતાર;
ભવના રોગ મટાડવા, ઉત્તમ વૈદ્ય પ્રકાર. (૧૩)

પ્રભુ શ્રી **શીતળનાથ** ભગવાન થયા પછી એક સો સાગરોપમ ને છાસઠ લાખ છવ્વીસ હજાર વર્ષ ઓછા એવા એક ક્રોડ સાગરોપમે શ્રી **શ્રેયાંસનાથ** જિનેશ્વર થયા. **સિંહપુર** નગરમાં વિષ્ણુ નામના રાજાને ત્યાં તેમનો જન્મ થયો હતો. માતાનું નામ પણ વિષ્ણુ હતું. પ્રભુનું લંછન ગેંડાનું હતું. ચોરાશી લાખ વર્ષ સુધી ભગવાન જીવ્યા. એક હજાર પુરૂષવૃંદ સાથે ભગવાનની દીક્ષા થઇ. પ્રભુશ્રી એંશી ધનુષ્યની ઉંચી કાયાથી શોભતા હતા. ઉત્તમ ધ્યાનમાં પ્રભુશ્રી **સમેતશિખર** તીર્થ ઉપર મહાસુખવાળા મોક્ષને પામ્યા. ચોરાશી હજાર મુનિઓની અને એક લાખ ત્રણ હજાર સાધ્વીજીઓની સંપદા હતી. **મનુજેશ્વર** નામે યક્ષ, ને **શ્રીવત્સા** દેવી શાસન

સેવક હતા.

શબ્દાર્થ.

ભવરોગ=જન્મ મરણનાં દુઃખો. પુરુષ વૃંદ=મનુષ્યોનો સમુદાય. સંપદા=પરિવાર.





## પાઠ ૧૨.

# શ્રી વાસુપૂજ્ય ભગવાન.

દુહો.

વાસુપૂજ્ય જિન અવતર્યા, કરવા ભવિ કલ્યાણ;
સુર અસુર સેવા કરે, શિર ધરી જિનની આણ. (૧૪)

શ્રી **શ્રેયાંસનાથ** પ્રભુની પછી ચોપન સાગરોપમે પરમ ઉપકારી ભગવાન શ્રી **વાસુપૂજ્યસ્વામી** થયા. એ પ્રભુ **વસુપૂજ્ય** રાજાના પુત્રપણે **ચંપાપુરી** નગરીમાં અવતર્યા. **જયા** નામે તેમની માતા હતા. ભગવાનને **મહીષનું** લંછન હતું. પ્રભુજીના શરીરનો વર્ણ રાતો હતો. આયુષ્ય પ્રભુનું બોંતેર લાખ વર્ષનું હતું. શરીર પ્રમાણ સીત્તેર ધનુષ્યનું હતું. છસો પુરુષો સાથે ભગવંતે સંયમ લીધું. ભગવાનનું મોક્ષકલ્યાણક **ચંપાપુરીમાં** જ થયું હતું. બોંતેર હજાર સાધુ મુનિરાજ અને એક લાખ સાધ્વીઓના પરિવારથી પ્રભુની શોભા ઘણી વધતી હતી. **કુમાર** યક્ષે અને **ચંડા** દેવીએ એ પ્રભુજીના શાસનની અપૂર્વ સેવા બજાવી હતી.

શબ્દાર્થ.

સુર અસુર=દેવો, રાક્ષસો વિગેરે. જિન આણ=પ્રભુની આજ્ઞા. મહીષ=પાડો.





પાઠ ૧૩.

# શ્રી વિમળનાથસ્વામી.

દુહો.

*વિમળનાથ નિર્મળ કરે, ટાળે ઘોર મિથ્યાત;*
*ભવ દાવાનળ ઝાળમાં, શીતળ ધોધ વિખ્યાત. (૧૫)*

ભગવાન શ્રી **વાસુપૂજ્યસ્વામી** પછી શ્રી **વિમળનાથ** પ્રભુ ત્રીશ સાગરોપમે થયા. **કંપીલપુર** નામની નગરીમાં **કૃતવર્મ** નામે રાજા રાજ્ય કરતા હતા. તેમની રાણીનું નામ **શ્યામા** નામે હતું. **વરાહ** (ભુંડ) લંછનવાળા પ્રભુશ્રી **વિમળનાથ** ભગવાને આ ઉત્તમ કુળમાં જન્મ લીધો. સાઠ (૬૦) ધનુષ્યનું શરીર પ્રમાણ હતું. સાઠ લાખ વર્ષનું આયુષ્ય આ પ્રભુજીનું હતું. એક હજાર માનવીઓ સાથે ભગવાનની દીક્ષા થઇ. **સમેતશિખરજી** ઉપર પ્રભુ મુક્તિ પામ્યા. અડસઠ હજાર મહા મુનિઓએ તથા એક લાખ ને આઠસો સાધ્વીઓએ એ પ્રભુજી પાસે દીક્ષા અંગિકાર કરી કલ્યાણ સાધ્યું. **ષડ્મુખ** યક્ષ અને **વિજયા** એ પ્રભુના શાસનના રખેવાળ હતા.

## શબ્દાર્થ

ઘોર મિથ્યાત=સાચો ધર્મ નહિ ગમવો તે.

ભવરૂપી દાવાનળ=જન્મ-મરણનાં દુઃખરૂપી અગ્નિ.

ધોધ=ઉંચી જમીનથી પુષ્કળ પાણી પડે તે.

  

## પાઠ ૧૪.

# શ્રી અનંતનાથ પ્રભુ.

દુહો.

અનંતનાથ પ્રભુજી દીયે, અનંત સુખનું ધામ;
કરૂણારસ સ્પર્ધા કરે, સાયર સ્વયંભૂ નામ. (૧૬)

શ્રી **વિમળનાથ** પ્રભુ થયા ત્યાર પછી, નવ સાગરોપમને આંતરે શ્રી **અનંતનાથ** ભગવાન થયા. **અયોધ્યા** નગરીમાં તે પ્રભુનો **સિંહસેન** રાજાને ત્યાં **સુયશા** માતાના પુત્ર તરીકે જન્મ થયો. એ પ્રભુનું લંછન **સિંચાણાનું** હતું. ભગવાનની ઉંચાઇ પચાસ ધનુષ્યની હતી, ને ત્રીશ લાખ વરસનું આઉખું હતું. તેમની એક હજાર મનુષ્યો સાથે દીક્ષા થઇ હતી. ત્યારબાદ ભગવાને ચતુર્વિધ શ્રી સંઘની સ્થાપના કરી. પછી છેવટે શ્રી **સમેતશિખર** તીર્થ ઉપર મોક્ષપદને પામ્યા, ત્યારે એ ભગવંતના છાસઠ હજાર સાધુઓ હતા, ને બાસઠ હજાર સાધ્વીજી હતા. **પાતાળ** નામના દેવે, ને **અંકુશી** નામની દેવીએ **ચતુર્વિધ** સંઘને ધર્મકરણી કરવામાં સહાય કરી હતી અને સકલ સંઘના વિઘ્નો દૂર કર્યા હતા.

### શબ્દાર્થ

સ્પર્ધા=હરીફાઇ. સ્વયંભૂ=મહાન સમુદ્રનું નામ છે.
સિંચાણો=એક પક્ષીનું નામ, અથવા બાજ.

  

## પાઠ ૧૫.

# શ્રી ધર્મનાથસ્વામી.

દુહો.

*ધર્મનાથ જિન પૂજો, સકલ મનોરથ માળ;*
*કલ્પવૃક્ષ જેમ પૂરતા, જપતાં ધર્મ જપમાળ. (૧૫)*

શ્રી અનંતનાથસ્વામીની પછી ચાર સાગરોપમે ભગવાન **શ્રી ધર્મનાથસ્વામીનું** શાસન આવ્યું. **રત્નપુરી** નગરીમાં **વજ્ર** લંછનવાળા પ્રભુ શ્રી ધર્મનાથસ્વામીનો જન્મ **ભાનુ નૃપતિ** અને **સુવ્રતા** રાણીને ત્યાં થયો. તેમનું ૪૫ ધનુષ્યનું સુંદર શરીર હતું, અને જીવન દશ લાખ વર્ષ સુધીનું હતું. એક હજાર તરુણો સાથે પ્રભુજીએ સંયમ લીધું. **શ્રી સમેતશિખર** પર તે પ્રભુએ પોતાનો અંતિમ ભવ પૂર્ણ કરી શ્રી સિદ્ધિપદને પ્રાપ્ત કર્યું. એ પ્રભુએ ચોસઠ હજાર પુરુષોને, અને બાસઠ હજાર ને ચારસો સ્ત્રીઓને દીક્ષા આપી હતી. **કિંનર** યક્ષ અને પ્રજ્ઞપ્તિ દેવી પ્રભુના શાસનને સાંનિધ્ય કરતા.

શબ્દાર્થ.

મનોરથ=ઇચ્છાઓ. અંતિમ ભવ=છેલ્લો જન્મ.
સાંનિધ્ય=સહાય, મદદ.

  

## પાઠ ૧૬.

# શ્રી શાંતિનાથ જિનેશ્વર.

દુહો.

*શાંતિનાથ શાંતિ કરે, લંછન હરણ પિછાણ;*
*સુધા સરખી વાણીથી, સાધે ભવિ કલ્યાણ. (૧૬)*

શ્રી ધર્મનાથ પ્રભુની પછી પોણો પલ્યોપમ ન્યૂન એવા ત્રણ સાગરોપમે શ્રી **શાંતિનાથ** ભગવાન થયા. અગાઉના વખતમાં **ગજપુર** નામના નગરમાં **વિશ્વસેન** રાજા રાજ્ય કરતા હતા. **અચિરાજી** નામે તેમની રાણી હતી. એ રાજાને ત્યાં ત્રણ જ્ઞાનવાળા પ્રભુ શ્રી શાંતિનાથ જિનેશ્વરનો જન્મ થયો. યૌવન વય થતાં એ ભગવાન ચક્રવર્તિ થયા, એટલે આખા ભારત પર તેમનું સામ્રાજ્ય પથરાયું. તે પ્રભુનું દેહ ચાલીશ ધનુષ્યનું હતું. પ્રભુશ્રીએ દુનિયાને સાચો માર્ગ બતાવવા માટે એક હજાર સત્પુરુષો સાથે દીક્ષા લીધી. એક લાખ વર્ષનું આયુષ્ય પ્રભુજીએ પાળ્યું. તેઓશ્રીને શોભતું **હરણનું** લંછન હતું. ભગવાનને **સમેતશિખરજી** તીર્થ ઉપર શુભ ધ્યાન ધરતાં ધરતાં મોક્ષની પ્રાપ્તિ થઇ. શ્રી **વામજ તીર્થ**માં તથા શ્રી **હેડર તીર્થ**માં આ પ્રભુજીના વિશાળ જિનાલયો છે. બાસઠ હજાર મહામુનિઓ, તથા એકસઠ હજાર ને છસો સાધ્વીજીઓના તે પ્રભુ નાયક હતા. ગરૂડ યક્ષ અને **નિર્વાણી** દેવી એ પ્રભુના શાસનના સહાયક હતા.

**શબ્દાર્થ.**

ત્રણ જ્ઞાન=મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન
ચક્રવર્તિ=આખી દુનિયા ઉપર રાજ્ય કરનાર શહેનશાહ.
સામ્રાજ્ય=વિશાળ રાજ્ય.

  

પાઠ ૧૭.

## શ્રી કુંથુનાથ ભગવાન

દુહો.

કુંથુનાથ જિનેશ્વરા, વાણી મેઘ વરસંત;
પ્રાતિહાર્ય આઠ અતિશયો, ગુણ વિલાસ મહંત. (૧૭)

શ્રી શાંતિનાથ પ્રભુના થયા પછી, અર્ધ પલ્યોપમે પ્રભુ શ્રી **કુંથુનાથજી** ભગવાનનું શાસન આવ્યું. **ગજપુર** નગરમાં એ પ્રભુજીનો જન્મ થયો હતો. **શૂર** રાજા અને **શ્રીમતી** રાણી એ પ્રભુજીના પિતા ને માતા હતા. **છાગ** લંછન ભગવંતનું હતું. પહેલા ભગવાનથી આપણે જોઈશું, તો જણાશે, કે આ કાળ ઘટતો જતો હોવાથી ભગવાનોનાં શરીરો પણ એક એક કરતાં નાના નાના થતાં જોતા આવ્યા છીએ, તેમ આ પ્રભુજીનું શરીર પાંત્રીશ ધનુષ પ્રમાણુ જ હતું. એક હજાર મનુષ્યો સાથે ભગવાનની દીક્ષા થઈ. પંચાણું હજાર વર્ષનું દીર્ઘ આયુષ્ય પ્રભુજીએ ભોગવ્યું. પ્રભુજી **સમેતશિખરજી** ઉપર મોક્ષે ગયા. ત્યારે ભગવંતના સાઠ હજાર મુનિઓ, ને સાઠ હજારની ઉપર છસોની સંખ્યામાં સાધ્વીજીઓ હતા. **ગંધર્વ** યક્ષ અને **અચ્યુતા** દેવી એ પ્રભુજીના શાસનના સેવક હતા. જે પ્રભુએ ચક્રવર્તિની મહાન રિદ્ધિને ભોગવી, અને પછી જે તીર્થંકર તરીકેની પણ સકળ રિદ્ધિને ભોગવવા ભાગ્યશાળી થયા હતા, તે કુંથુનાથ પ્રભુ સહુનું કલ્યાણ કરો.

**શબ્દાર્થ.**

પ્રાતિહાર્ય અડ અતિશયો=પ્રભુજીના આઠ મહાન પ્રભાવક ચિન્હો.
ગુણવિલાસ મહંત=ગુણોને ભોગવતાં મહાન થયા. છાગ=બકરો.

  

પાઠ ૧૮

# શ્રી અરનાથ ભગવાન.

દુહો.

*શ્રી અરનાથ અઢારમા, ચક્રવર્તિ ભગવંત;*
*રિદ્ધિ સિદ્ધિ લબ્ધિ ધણી, પ્રણમો ગુણગણવંત. (૧૮)*

શ્રી કુંથુનાથ પ્રભુ પછી એક ચતુર્થાંશ પલ્યોપમમાં હજાર ક્રોડ ઓછા વર્ષે પ્ર શ્રી **અરનાથસ્વામી ગજપુર** નગરમાં સુદર્શન રાજાની દેવી **મહદાર** રાણીની કુખે જન્મ્યા. ત્રીશ ધનુષ્યના સુંદર શરીરથી પ્રભુની શોભા વધતી હતી. ચોરાશી હજાર વર્ષ સુધી ભગવાન જીવ્યા. **નંદાવર્ત** ( સાથીઆ ) નું ભગવાનના સાથળ પર સુશોભિત ને મંગળિક ચિન્હ (લંછન) હતું. ચક્રવર્તિ થયા પછી પ્રભુએ એક હજાર મહાપુરુષો સાથે જન્મ મરણનાં દુ:ખો ટાળે એવું ચારિત્ર લીધું. શ્રી **સમેત-શિખર** ગિરિરાજ પર પ્રભુ ચારિત્રના ફળરૂપ મોક્ષને પામ્યા. પચાસ હજાર સુસાધુઓ, અને સાઠ હજાર સુસાધ્વીજીઓનો પરિવાર પ્રભુશ્રીનો હતો. **યક્ષેંદ્ર** ને **ધારિણી** દેવી પ્રભુશાસનના સેવક હતા.

### શબ્દાર્થ.

રિદ્ધિસિદ્ધિ=વૈભવ તથા સુખ સૌભાગ્ય. ગુણગણવંત=ઘણાં ગુણોવાળા. ગિરિરાજ=પર્વતોમાં ઉત્તમ.

  

## પાઠ ૧૯.

# શ્રી મલ્લિનાથ પ્રભુ.

દુહો.

*મલ્લિનાથ પ્રભુ શોભતા, ભોંયણી તીર્થ શણગાર;*
*મયૂર જેમ ઘન મેઘથી, દેખી ભવિ સુખકાર. ( ૧૯ )*

શ્રી અરનાથ ભગવાનની પછી એક હજાર ક્રોડ વર્ષે શ્રી **મલ્લિનાથ** પ્રભુ થયા. મિથીલા નામની નગરીમાં આ પ્રભુજી સ્ત્રીપણે અવતર્યા. પ્રાય: કરીને જે આત્માઓ તીર્થંકર થાય,

તે પુરુષપણે જ અવતરે છે, પણ આ એક મોટું આશ્ચર્ય બન્યું છે. એ ભગવાનનાં માતા પિતા અનુક્રમે **પ્રભાવતિ** રાણી અને **કુંભ રાજા** હતા. યૌવન પામતાં એ પ્રભુના શરીરનું પ્રમાણ વધીને પચીશ ધનુષ્યનું થયું હતું. કુંભ **કળશનું** માંગળિક લંછન પ્રભુના સાથળે ઘણું જ શોભતું હતું. ભગવાનની કાંતિ નીલ વર્ણવાળી દેદીપ્યમાન હતી. ત્રણસો ઉત્તમ પુરુષો સાથે એ ભગવાનની દીક્ષા થઇ. એ પ્રભુજીએ પંચાવન હજાર વર્ષનું આયુષ્ય ભોગવ્યું, અને મહાન તીર્થ શ્રી **સમેતશિખરજી** ઉપર શિવપદ પ્રાપ્ત કર્યું. પ્રભુશ્રીનો પરિવાર ચાલીશ હજાર મુનિઓનો, અને પંચાવન હજાર સાધ્વીજીઓનો હતો. **કુબેર** યક્ષ ને **વૈરૂટ્યા** દેવી શાસનમાં રહેલા સહુને સહાય કરતા. અમદાવાદ પાસે ભોંયણીજી તીર્થમાં આ પ્રભુનું મોટું જિનાલય છે.

**શબ્દાર્થ**

ઘન મેઘ=કાળાં વાદળાં. પ્રાયઃ=મોટે ભાગે. નીલ=લીલો.

  

### પાઠ ૨૦.

## શ્રી મુનિસુવ્રતસ્વામી.

દુહો.

*<u>મુનિસુવ્રત</u> સ્વામી નમું, ભવોદધિ તરવા જહાજ;*
*મોહ નિદ્રાને ટાળવા, સેવે દેવ સમાજ. (૨૦)*

શ્રી મલ્લિનાથ ભગવાનનાં શાસન પછી ભગવાન શ્રી **મુનિસુવ્રતસ્વામીજીનું** શાસન ચોપન લાખ વર્ષે આવ્યું. **પદ્માવતી** રાણી તથા મહાભાગ્યવાન **સુમિત્ર** રાજાના **રાજગૃહી** નગરમાં શ્રી મુનિસુવ્રત પ્રભુનો જન્મ થયો. પ્રભુને લંછન **કાચબાનું** હતું, ને વીશ ધનુષ્યની કાયા હતી. ત્રીશ હજાર વર્ષનું એ

પ્રભુજી ઉજ્જવળ જીવન જીવ્યા. એક હજાર મનુષ્યો સાથે પ્રભુજીએ સંયમ અંગિકાર કર્યું. શ્રી **સમેતશિખરજી** પર પ્રભુ મોક્ષે ગયા. ત્રીશ હજાર મુનિપુંગવો, અને પચાશ હજાર આર્યાઓથી પ્રભુનું શાસન ઝળકતું હતું. **વરૂણ** યક્ષ ને **અચ્છુપ્તા** દેવી ચતુર્વિધ શ્રી સંઘને સહાય કરતા હતા. આ પ્રભુજીનાં તીર્થો ભરુચ, અગાશી (મુંબઈ પાસે) વિગેરે સ્થળોમાં છે.

**શબ્દાર્થ**

ભવોદધિ=જન્મ મરણનાં દુઃખોરૂપી મહાસમુદ્ર.

ઉજ્જવળ=ઉંચું, સુંદર, શોભતું. મુનિપુંગવો=મહામુનિઓ.

  

### પાઠ ૨૧.

# શ્રી નમિનાથ પ્રભુ.

દુહો.

*નમિનાથ! આપો મને, શ્રેષ્ઠ મુક્તિનું ધામ;*
*દીન દાસ અમ તારવા, સબળ પ્રભુ! તુજ નામ. (૨૧)*

શ્રી મુનિસુવ્રતસ્વામીનાં થયા પછી છ લાખ વર્ષે શ્રી નમિનાથ જિનેશ્વરનુ શાસન આવ્યું. મિથિલા નગરીના રાજા વિજયસેનના પુત્રપણે શ્રી **નમિનાથ** પ્રભુ અવતર્યા. પ્રભુજીની માતાનું નામ **વપ્રા** હતું. પ્રભુનું લંછન **નીલ કમળનું** હતું. પંદર ધનુષ્યનું શરીર તેઓનું હતું. એક હજાર પુરુષો સાથે પ્રભુશ્રીની દીક્ષા થઇ, તથા એ પ્રભુનું સંપૂર્ણ આયુષ્ય દશ હજાર વર્ષનું હતું. શ્રી **સમેતશિખર** ગિરિરાજ ઉપર એ ભગવાન મુક્તિએ ગયા. વીશ હજાર મુનિવરો, તથા એકતાળીશ હજાર સાધ્વીજી મહારાજો એ પ્રભુના શાસનની શોભા

સમાન હતા. **ભૃકુટી** યક્ષ અને **ગાંધારી** દેવીએ પ્રભુના ચતુર્વિધ સંઘના વિઘ્નો નિવારી સંઘનું રક્ષણ કર્યું હતું.

**શબ્દાર્થ**

શ્રેષ્ઠ=ઉત્તમ. સબળ=શક્તિમાન. વિઘ્નો=સંકટો, દુઃખો.

  

## પાઠ ૨૨.

# ભગવાન શ્રી નેમનાથ.

દુહો.

*નેમિનાથ પરમેશ્વરા, બ્રહ્મચારી ભગવાન;*
*યદુવંશ નભ ચંદ્રમા, ગુણ અનંત નિધાન. (૨૨)*

શ્રી નમિનાથ પ્રભુ થયા પછી પાંચ લાખ વર્ષે ભગવાન શ્રી નેમનાથસ્વામીનું શાસન પ્રવર્ત્યું. રાજા **સમુદ્રવિજય** અને **શિવાદેવીના** શ્રી **નેમનાથજી** પુત્ર થતા હતા. **શૌરીપુરમાં** એ દેવાધિદેવનો જન્મ થયો હતો. તેમનું બીજું નામ શ્રી અરિષ્ટનેમિ પણ હતું. એ પ્રભુના શરીરનું પ્રમાણ દશ ધનુષ્યનું હતું, તથા પ્રભુનું લંછન **શંખનું** હતું. એ પ્રભુની કાંતિ શ્યામ હતી, છતાં અત્યંત દેદીપ્યમાન હતી.

એક દિવસ એ પ્રભુ દ્વારિકામાં ફરતા ફરતા શ્રી કૃષ્ણની આયુધશાળામાં જઈ પહોંચ્યા, ને કૃષ્ણજીનો શંખ પૂર્યો. કૃષ્ણ ભયથી ત્યાં આવ્યા. એના બળની પરીક્ષા થઈ, તેમાં પ્રભુજી જીત્યા; એટલે કૃષ્ણજીને શંકા થઇ, કે આ નેમનાથજી મારું રાજ્ય લઈ લેશે. તે સમયે આકાશવાણી થઇ, કે "એ ભગવાન તો પરણ્યા વિના જ કુમારપણે દીક્ષા લેવાના છે, માટે ચિંતા કરશો નહિ." પછી એક દિવસ કૃષ્ણજી અને ગોપીઓ જળ-ક્રીડા કરવા માટે પ્રભુજીને લઇ ગયા. ત્યાં ભગવાનને જેમ

તેમ કરી પરણવા માટે મનાવ્યા. રાજા ઉગ્રસેનની પુત્રી શ્રીમતી રાજીમતિજી સાથે પરણાવવાનું નક્કી કર્યું. વરઘોડો નીકળ્યો. પશુઓનો પોકાર સાંભળી ભગવાને રથ પાછો ફેરવવા સારથીને હુકમ કર્યો. રથ પાછો ફરવાથી રાજીમતિજીએ બહુ વિલાપ કર્યો.

વરસીદાન આપી એક હજાર પુરુષો સાથે ભગવાને દીક્ષા લીધી. રાજીમતિજીએ નવ ભવનો પ્રભુ સાથેનો સંબંધ જાણી દીક્ષા લીધી. ભગવંતે એક હજાર વર્ષનું આયુષ્ય પાળી, શ્રી **ગિરનાર તીર્થ** ઉપર મોક્ષ મેળવ્યું. ભગવાનના પરિવારમાં અઢાર હજાર સાધુ મુનિરાજો, ને ચાલીશ હજાર સાધ્વીજી હતા. **અંબિકા** દેવી અને **ગોમેધ** યક્ષ એ પ્રભુના શાસન રખેવાળ હતા. શ્રી ગિરનાર, કુંભારીઆજી, આબૂ વિગેરે તીર્થોમાં આ પ્રભુજી મોટા જિન મંદિરોમાં શણગારરૂપ છે.

### શબ્દાર્થ.

બ્રહ્મચારી=પરણ્યા વિનાના.
યદુવંશ નભ ચંદ્રમા=યાદવ વંશરૂપી ગગનમાં ચંદ્રમા જેવા.
દેદીપ્યમાન=શોભતા.

  

## પાઠ ૨૩.

# મહાન પ્રભાવિક શ્રી પાર્શ્વનાથસ્વામી.

દુહો.

*પુરિસાદાની પાર્શ્વનાથ, સુજ મન અંતરજામી;*
*નામમંત્રે સંકટ ટળે, પરમ પ્રભાવિક નામી. (૨૩)*

નેમિનાથ ભગવાનની પછી ૮૩ હજાર ને સાડીસાતસો વર્ષે શ્રી પાર્શ્વનાથ ભગવાનનું શાસન આવ્યું. **વાણારસી**

(બનારસ) નગરીમાં **અશ્વસેન** નામે રાજા, ને તેમની **વામા** નામે રાણી હતી. તેમને ત્યાં શ્રી **પાર્શ્વનાથસ્વામીજી** રાજકુમાર તરીકે અવતર્યા. એ પ્રભુને સર્પનું લંછન હતું. લીલા રંગની કાયાવાળા તેજસ્વી કાંતિથી પ્રભુ દીપતા હતા.

એક વખત કમઠ નામના યોગીના આશ્રમે લોકોને ભેગા થતાં જોઇ, શ્રી પાર્શ્વકુમાર ઘોડા ઉપર બેસી ત્યાં ગયા. પોતાના દિવ્ય અવધિજ્ઞાનથી ત્યાંના યજ્ઞમાં બળતો એક સાપને જોયો. દયાળુ ભગવાને તે સાપને બહાર કઢાવી મહાપ્રભાવિક શ્રી નવકાર મંત્ર સંભળાવ્યો. તે સાંભળીને તે મહામંત્રના પ્રભાવથી સર્પ મરીને ધરણેન્દ્ર નામનો ઇંદ્ર થયો. કમઠ તાપસને આથી ભગવાન ઉપર ક્રોધ થયો. તાપસ પણ મરીને મેઘમાળી નામે દેવ થયો. પોતાનું વેર યાદ આવતાં, તેણે ભગવાન ઉપર પુષ્કળ વરસાદ વરસાવ્યો. તેથી ભગવાન નાક સુધી પાણીમાં ડુબવા લાગ્યા, આથી ધરણેંદ્રે ને પદ્માવતી નામની પોતાની ઇંદ્રાણીએ નાગનું રૂપ લઈ ફણાથી પ્રભુશ્રીનું રક્ષણ કર્યું, ને પોતાના મસ્તક ઉપર પ્રભુજીને સ્થાપ્યા. ધરણેંદ્ર અને મેઘમાળી એ બન્ને પર ભગવાને સમભાવ રાખ્યો. અહો! આવા ઉપસર્ગ કરનારનું પણ બુરૂં નહિ ચિંતવનાર પ્રભુની કેટલી સમતા!

એ ભગવંતનું શરીર પ્રમાણ નવ હાથનું હતું. એ પ્રભુએ ત્રણસો પુરુષો સાથે દીક્ષા લીધી હતી. ભગવાનનું એકસો વર્ષનું આયુષ્ય હતું. શ્રી **સમેતશિખરજી** તીર્થ ઉપર પ્રભુજી મોક્ષે ગયા. **પાર્શ્વ** યક્ષ અથવા **ધરણેન્દ્ર** અને **પદ્માવતી** પ્રભુ શાસનના સંરક્ષક હતા. આ બે દેવ દેવીઓ અત્યારે પણ ભક્તવર્ગને સહાય કરે છે.

**તીર્થો:** મહાપ્રભાવિક **શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ** ભગવાનનાં (રાધનપુર પાસે) દર્શન કોણે નહિ કર્યાં હોય? ભીલડીયાજી

પાર્શ્વનાથસ્વામી, શ્રી શેરીસા પાર્શ્વનાથ પ્રભુ, શ્રી અંતરીક્ષ પાર્શ્વ જિનેશ્વર, શ્રી ગોડી પાર્શ્વનાથ ભગવાન (મુંબઇ), શ્રી અમીઝરા પાર્શ્વનાથ, શ્રી ચિંતામણી પાર્શ્વનાથસ્વામી, શ્રી મનમોહન પાર્શ્વનાથ, શ્રી લોઢણ પાર્શ્વનાથ (ડભોઇ), શ્રી લોદ્રવા પાર્શ્વનાથ પ્રભુ (જેસલમેર પાસે), શ્રી ભટેવા પાર્શ્વનાથ, શામળીયા પાર્શ્વનાથ, સહસ્રફણા પાર્શ્વજિન, શ્રી સુરજમંડન પાર્શ્વનાથ (સુરત), શ્રી સ્થંભન પાર્શ્વનાથજી (ખંભાત), શ્રી પંચાસરા પાર્શ્વનાથ (પાટણ), શ્રી ભીડભંજન પાર્શ્વનાથ, શ્રી જગવલ્લભ પાર્શ્વનાથજી, શ્રી કલ્યાણ પાર્શ્વનાથસ્વામી વિગેરે ઘણા વિખ્યાત તીર્થોમાં આ પુરિસાદાનીય શ્રી પાર્શ્વનાથસ્વામીજી મૂળનાયક તરીકે વિશાળ જિનમંદિરોમાં બિરાજમાન છે, ને બહુ જ દર્શનીય અને યાત્રા કરવા લાયક છે. આ પ્રભુજીના ૧૦૮ કે ૧૦૦૮ પણ આવા નામો છે.

શ્રી સમેતશિખર તીર્થ આજે આ પ્રભુજીના નામથી જ એટલે Parasnath Hill પારસનાથ હીલના નામે જ ઓળખાય છે.

**શબ્દાર્થ.**

પુરિસાદાનીય=મહા પ્રભાવવાળા. અંતરજામી=હૃદયમાં વસનારા. દિવ્ય=ચમત્કારિક

★ ★ ★

પાઠ ૨૪.

# શ્રી મહાવીરસ્વામીજી.

દુહો.

*મહાવીર જિન ચોવીશમા, વીર શિરોમણિ નાથ;*
*શાસન જસ સોહામણું, પામી લહું શિવ સાથ. (૨૪)*
*એમ સ્તવતાં ચોવીશ જિન, મંગળ લીલ પમાય;*
*લબ્ધિસૂરીશ પસાયથી, જિતેન્દ્ર વિજય વરદાય. (૨૫)*

શ્રી પુરિસાદાનીય પાર્શ્વપ્રભુની પછી ભગવાન શ્રી **મહાવીર**-સ્વામી અઢીસો વર્ષના અંતરે થયા. તેમનો જન્મ **ક્ષત્રિયકુંડ** નગરમાં થયો. પ્રભુશ્રીના પિતાનું નામ **સિદ્ધાર્થ** રાજા હતું, ને માતાનું નામ **ત્રિશલાદેવી** હતું. એ પ્રભુજીને લંછન સિંહનું હતું. સાત હાથ પ્રમાણ તેમનું શરીર હતું, ને આયુષ્ય બોંતેર વર્ષનું હતું. બીજા ત્રેવીશે પ્રભુજીએ ઘણા પુરુષો સાથે દીક્ષા લીધી હતી, પરંતુ આ પ્રભુની દીક્ષા તો એકાકી જ થઈ હતી. એ પ્રભુજીએ ઘણાં ઉપસર્ગો સમતાપૂર્વક સહન કર્યાં હતાં. તેમનો સાધુઓનો પરિવાર ૧૪ હજારનો ને સાધ્વીજીનો છત્રીશ હજારનો હતો. તે પ્રભુ **પાવાપુરી** તીર્થમાં આસો વદ અમાસે મુક્તિ પામ્યા, ત્યારે ત્યાં દેવોએ તથા રાજાઓએ ઘણાં દીવાઓ પ્રગટાવી **દિવાળી** પર્વ ઉજવ્યું. ત્યારથી દિવાળીની શરૂઆત થઈ. તે પ્રભુના મુખ્ય શિષ્યનું નામ શ્રી ગૌતમસ્વામીજી હતું. તેમનો વિનય અદ્ભૂત હતો. હાલ શ્રી વીર ભગવંતનું શાસન ચાલે છે. એ પ્રભુને મોક્ષે ગયાને લગભગ પચીશ સો વર્ષ વીતી ગયા, અને હજી પણ સાડાઅઢાર હજાર વર્ષ સુધી એ પ્રભુનું શાસન ચાલુ રહેવાનું છે. **માતંગ** યક્ષ અને **સિદ્ધાયિકા** દેવી એ પ્રભુના શાસન રખેવાળ છે. પ્રભુનાં તીર્થો–પાવાપુરી, સાચોર (સચ્ચઉરીમંડન), ક્ષત્રિયકુંડ, (સિરોહી પાસે) **નાંદીયા**, દીયાણા, મુછાળા મહાવીર, રાતા મહાવીર, બામણવાડા (મારવાડ) વિગેરે સ્થળોમાં છે.

શ્રી નાંદીયાજી તીર્થ પ્રભુના ભાઇ નંદીવર્ધનના નામથી વસ્યું લાગે છે. ત્યાં શ્રી નંદીવર્ધને જીવિતસ્વામીની આખા હિંદુસ્તાનમાં અજોડ એવી મહાન પ્રતિમાજી ભરાવેલી છે. સાક્ષાત્ પ્રભુ દેશના દેતા હોય તેવી મૂર્તિ છે. દર્શન કરવાની સહુને ભલામણ છે.

**શબ્દાર્થ**

શિરોમણિ=સહુથી ચઢીયાતા. એકાકી=એકલા. ઉપસર્ગો=સંકટો.

શ્રેયસ્કરો વિઘ્નહરશ્ચ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથપ્રસાદઃ પુનાતુ.

# શ્રી નવપદ પૂજા.

## પ્રથમ પદે શ્રી અરિહંત પદ પૂજા.

: મંગળાચરણ :

પાર્શ્વ શંખેશ્વર નમનથી, વરીયે મંગળમાળ;
કલ્પતરુ જે ભારતે, વિઘ્ન હરે તત્કાળ. (૧)

ધર્મતણાં બીજ રોપવા, મંગળ વાણી વિસ્તાર;
ગૌતમ ગણધર તે નમું, ગુણ ઘણાં છે સાર. (૨)

વાણી વિલાસ દ્યો શારદા! સંયમ રંગ કલ્લોલ;
ધર્મપ્રભાવ તે હિત કરે, કિંમત જસ અણમોલ. (૩)

ભવસાગરથી તારવા, યોગ અસંખ્ય પ્રમાણ;
અન્ય યોગ અવિરાધીને, સાધો ઇચ્છિત ઠાણ. (૪)

વિશ્વ વિબોધન સુખ કરૂ, શ્રી સિદ્ધચક્ર પસાય;
વાંછિત દાને સુરમણિ, આરાધો ચિત્ત લાય. (૫)

શ્રી નવકાર છે શાશ્વતો, ચઉદ પૂર્વનો સાર;
યંત્ર તંત્ર શિરોમણિ, શ્રીપાળાદિક ઉદ્ધાર. (૬)

નવપદ આરાધન વિના, રઝળ્યો આ સંસાર;
ભવભવ ભમતાં જે મળ્યો, શ્રદ્ધાયુત અવતાર. (૭)

મન ચિંત્યું પૂરણ કરે, ધ્યાનથી શીઘ્ર પ્રભાવ;
શ્રી સિદ્ધચક્ર સહાયથી, તરશે ભવજળ નાવ. (૮)

રચીશું શ્રી નવપદ તણી, નવ પૂજા મનોહાર;
શ્રી ચક્રેશ્વરી સહાયથી જિતેન્દ્ર મંગળકાર. (૯)

  

અરિહંત પદના દુહા:

*ઘાતી ચાર ઉચ્છેદીને, બને પ્રભુ અરિહંત;*
*ઉપકારો મહી પર કરે, સમવસરણ ઝળકંત : ૧ :*

*પર્ષદા બારે શોભતી, દેશના દે સુખકાર;*
*તે કારણ સિદ્ધથી કહ્યા, પ્રથમ પદે હિતકાર : ૨ :*

ઢાળ :–( રાગઃ– જિનરાજકું સદા મોરી વંદના )

**અરિહંતને સદા મોરી વંદના; વંદના, વંદના, વંદના રે. અરિ૦ વંદના તે પાપ નિકંદના રે, અરિહંતને. (આંકણી) સમ્યક્ત્વથી ભવ ગણના જાણો, જેથી ટળે ભવફંદના રે; અરિ૦ શાસન રસીયા સર્વ બનાવી, સેવક કરૂં જિનચંદના રે. અરિ૦ (૧) તીર્થંકર નામ કર્મ નિકાચે, પદ વીશ કરી આરાધના રે; અરિ૦ ભવ અનંતા જીવ દુઃખ પામે, તેહને શિવપુર ડાવના રે. અરિ૦ (૨) ભાવ દયા રોમે રોમ પ્રગટી, આપ તરી પર તારના રે; અરિ૦ ભાવરસ ઝરણું વહેતું મૂકતાં, વિશ્વ ઉદ્ધાર પ્રચારના રે. અરિ૦ (૩) જન્મ થકી પ્રભુ ત્રણ જ્ઞાન યુક્તા, દ્રવ્ય જિણંદ તેહ માનનારે; અરિ૦ કેવળજ્ઞાનથી ભાવ અરિહંતા, ધર્મ ચક્રવર્તિ જાણના રે. અરિ૦ (૪) જિન કલ્યાણકે થાયે અજવાળાં, અતિશય ચોત્રીશ ધારના રે; અરિ૦ પાંત્રીશ ગુણથી શોભતી વાણી, સંઘ ચતુર્વિધ તારના રે. અરિ૦ (૫) લાખોને તાર્યા સેવક તારો, આપી રસબિંદુ**

ઉપકારના રે; અરિ૦ ધર્મ સુકાની સહાગોપ વંદું, નિર્યામક ભવ તારના રે. અરિ૦ (૬) ઠકુરાઇ ત્રણ ભુવનની છાજે, દેવ ક્રોડો કરે સેવના રે, અરિ૦ અબુઝ જનને જ્ઞાન દીપ આપી, મિથ્યા તિમિર મિટાવના રે. અરિ૦ (૭) પરતંત્રતાની કારમી બેડી, દાસતણી નિવારના રે; અરિ૦ તુજ ઉપકાર અનંત હું સમરૂં, સ્વામી શરણ છત્ર ધારના રે. અરિ૦ (૮) ભરત ઐરાવત ક્ષેત્ર માંહી, ચોવીશ જિન ચિત્ત ધારના રે; અરિ૦ તીર્થ તીર્થંકર શિરસા વંદું, જિતેન્દ્ર જિન! તારના રે. અરિ૦ (૯)

: કાવ્યમ્ :

અર્હદ્ધર્મ વિચાર સાર કલિતં યંત્રં મહા સૌખ્યદં,
પુંસાં મુક્તિ વિહાર દત્ત મનસાં પ્રત્યક્ષ ચિંતામણિ ॥
ધ્યાનાદ્ યસ્ય ભવેન્નિરંતર સુખં સિદ્ધં મનોવાંછિતં,
વંદે તં મનસા શિવં શિવકરં શ્રી સિદ્ધચક્રં સદા ॥૧॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરુષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે જિનેંદ્રાય, પ્રથમ શ્રી અરિહંત-પદ સંશોભિત શ્રી સિદ્ધચક્રાય ચ જલં ચંદન પુષ્પં ધૂપં દીપં અક્ષતં નૈવેદ્યં ફલં યજામહે સ્વાહા ॥

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં પ્રથમ શ્રી અરિહંતપદ પૂજા સંપૂર્ણ ॥૧॥

  

## ભાવાર્થ.

(દુહા.) શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવંતને મંગળ નિમિત્તે આપણે સૌ નમસ્કાર કરીએ, તેથી મંગળની માળા પામી શકીશું. મંગળ કરવા માટે જે અહીં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુને નમન કરવામાં આવ્યું, તેનું કારણ એ છે, કે આજે આપણી ભારત ભૂમિમાં કલ્પવૃક્ષો નથી, કે જે શ્રી ઋષભદેવ પ્રભુના સમયમાં હતા. એટલે પેલા કલ્પવૃક્ષો નથી, છતાં એ શ્રી શંખેશ્વર ભગવાનની પ્રતિમાજી આપણે માટે કલ્પવૃક્ષ સમાન જ છે. આજે ભારત એ કલ્પવૃક્ષથી શોભી રહ્યું છે. એ પ્રભુ એવા મહા પ્રતાપી છે, કે એ ભગવાન ભક્તવર્ગના તત્કાલ વિઘ્નો દૂર કરે છે, તેથી આ ભાવ કલ્પતરુ છે. (૧)

ધર્મના બીજ રોપવા માટે જેમનો વાણી વિસ્તાર ઘણો જ મંગળકારી છે, તે અનંત લબ્ધિનિધાન પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામીજી મહારાજ છે, તેમને પણ હું નમસ્કાર કરું છું. તેઓના ગુણો વિશ્વમાં ઘણાં જ પ્રસિદ્ધ છે. (૨)

શારદાદેવી જે સરસ્વતીજીના નામથી પણ સુપ્રસિદ્ધ છે, તે દેવી જ્ઞાન વિકાસમાં સહાય કરનારી છે. એટલે વાણીનો વિસ્તાર ખૂબ ફેલાય એવી શક્તિ એના વરદાનથી મળે, તે હેતુથી અહીં જણાવાયું, કે 'હે શારદા દેવિ! જ્ઞાન સમૃદ્ધિ વધે એવી અમને શક્તિ આપો, તથા સંયમ શુધ્ધિની ભાવના પણ આપો, કારણકે જ્ઞાન અને સંયમ એ બેઉથી ધર્મનો પ્રભાવ વિશેષ દીપે છે, તે સૌનું હિત કરનાર હોવાથી તથા જીવમાત્રનું ધર્મથી જ કલ્યાણ થતું હોવાથી એની કિંમત અમૂલ્ય છે. (૩)

જન્મમરણ રૂપી ભવસાગર બહુ જ વિશાળ છે. તેનાથી તરવા માટે ભવ્યજીવોને શ્રી તીર્થંકર ભગવંતોએ અસંખ્યાતા

યોગો કહ્યાં છે. જેમ કે જ્ઞાન, સંયમ, દાન, તપ, શીલ વિગેરે. તે યોગોમાંથી પ્રત્યેક યોગ આરાધ્ય છે; પણ તે દરેક યોગની એવી-રીતે આરાધના થવી જોઇએ, કે એક આરાધવા જતાં બીજા યોગને હાનિ ન પહોંચે, એટલે કે એકયોગની આરાધના કરતાં બીજા કોઈ પણ યોગની વિરાધના ન થાય, તેવી કાળજી રાખે ને સાવધાની રાખીને સાધના કરવાથી ઇચ્છિત એવા સિદ્ધપદની પ્રાપ્તિ થાય છે. એ અસંખ્યાતા યોગોમાંના નવ મુખ્ય યોગોનું આરાધન કેવી રીતે ને શા માટે કરવું, તેનું વર્ણન આપણે આ પૂજામાં વિધિ-પૂર્વક અને સવિસ્તર કરવાનું છે. એ નવપદમય શ્રી સિદ્ધચક્ર યંત્ર કેવું છે, તેનું વર્ણન હવે કરવામાં આવે છે. (૪)

વિશ્વના જીવોનો ઉધ્ધાર કરી તેઓને વિકસિત કરવા માટે શ્રી સિધ્ધચક્રજી મહાયંત્રનો પ્રતાપ સાચું સુખ આપનાર છે. એનું આરાધન કરનારને એ યંત્ર ઇચ્છિત આપવામાં ચિંતામણિ રત્ન સમાન છે. માટે એ નવપદમય મહાયંત્રનું ભક્તિપૂર્વક ચિત્ત દઇને હે ઉત્તમ આત્માઓ ! તમે આરાધન કરો. (૫)

શ્રી નમસ્કાર મહામંત્ર શાશ્વતો છે, એટલે કે અનંતાકાળ થયા એ મહામંત્રનું સતત્ આરાધન થતું આવ્યું છે, તથા સમગ્ર ૧૪ પૂર્વનો એ સાર છે. એનો અર્થ એ થયો, કે આ પૂજામાં જે નવપદજીનું વર્ણન આપણે કરવાનું છે. તેને નવકાર મહામંત્ર તથા શ્રી સિધ્ધચક્ર યંત્ર એ બેઉની સાથે ગાઢ સંબંધ છે, અથવા કહો, કે એ ત્રણેય જાણે એક જ છે. એ બહુ જ પ્રતાપી છે, ને દુ:ખોમાંથી ઉગારનાર છે. ગમે તેવા સંકટમાંથી મુક્ત કરનાર આ નવેયપદોનો અચિંત્ય પ્રભાવ છે. તેથી એની સાધના આ અમૂલ્ય માનવ જિંદગી પામીને પ્રત્યેક માનવીએ કરવી જરૂરી છે. નવકાર મહામંત્ર ઇચ્છિત પૂરણ કરે છે, તેથી તે સર્વે યંત્ર તંત્રોમાં

શરોમણિ છે. એનો પ્રભાવ વિશ્વમાં કેટલો બધો ફેલાએલ છે, તે જાણવા માટે આ વિગતો જણાવવામાં આવી છે. વળી શ્રીપાળ અને મયણાસુંદરી જેવાઓનો પણ આ નવપદના અવલંબનથી જ ઉદ્ધાર થયો હતો. ( ૬ )

આ પદો તો વિશ્વના અતિશય વિશુદ્ધ તત્ત્વો છે. સંસારભરમાં આવા શુદ્ધ તત્ત્વો મળવા મુશ્કેલ છે. એટલે એ પરમ પવિત્ર વસ્તુમાં તારવાની શક્તિ હોય જ. તે ચીજોમાં અશુદ્ધિ હોઇ શકતી જ નથી. એટલે આ પદોનું આરાધન ન થાય, ત્યાં સુધી આત્માની શુદ્ધિ શક્ય નથી જ. એટલે જે અત્યાર સુધી આત્માની મુક્તિ થઇ નથી, તેનું કારણ એ જ છે, કે હજી પણ આ નવપદોનું આરાધન નથી કર્યું, તેનું જ આ પરિણામ છે. પરંતુ પરમ ભાગ્યોદયે અનંતા ભવો બાદ આ ભવમાં સામગ્રીઓ, શ્રદ્ધા સહિત આરાધવાની ઇચ્છા અને યોગ્યતા મળી છે, તેનો લાભ ઉઠાવવો જ જોઇએ. ( ૭ )

આ સિદ્ધચક્રનું સાચા દિલથી કરેલું આરાધન, મનમાં ચિંતવેલી વસ્તુઓને ઇચ્છાનુસાર પૂર્ણ કરવા સમર્થ છે. તેના ધ્યાનથી તાત્તકાલિક લાભો મળે છે. નિર્મમ ભાવથી ને સ્વાર્થ વિના જો એ ધ્યાન થાય, તો એ યંત્રનો ચમત્કારિક પ્રતાપ હોવાથી, મનોકામનાઓ સિધ્ધ થતાં વાર લાગતી નથી. એટલે એ હિસાબે એ સિધ્ધચક્રજીની જ સહાયતાથી ( આપણી સર્વેની નાવડી જે ભવ રૂપી સમુદ્રમાં તરતી મૂકી છે ) તે મુક્તિ બંદરે પાર ઉતરશે. અહીં જન્મમરણરૂપી જળથી ભરેલા સંસારને મહાસમુદ્રની ઉપમા આપવામાં આવી છે. તેમાં આપણા જીવનના આયુષ્યને નાવડીની ઉપમા આપવામાં આવી છે. આપણે હંકારી રહ્યા છીએ. તેમાં ચલાવનાર નાવિકનું રસ્તાનું જાણકારી-

પણું છે, તે જ્ઞાનની જગ્યાએ આ નવપદનું આરાધન સમજવું. તેનો સહારો લઇ તારવાનું છે. (૮)

કર્તા કહે છે, કે ઉપર જણાવી ગયા એટલો બધો પ્રભાવ જેનો છે, તે નવેય પદનું સ્વરૂપ સમજાવતી, ભક્તિભાવ ઉત્પન્ન કરતી, તથા એ નવપદને ઓળખાવ્યા બાદ આત્માના સાચા માર્ગને અનુસરવાનું બતાવતી એ ૯ પદોની નવ પૂજાઓ અમે મનોરંજક રાગોમાં બનાવીએ છીએ. એ શ્રી સિદ્ધચક્રજીની અધિષ્ઠાયિકા શ્રી ચક્રેશ્વરી દેવી છે. આ પૂજા બનાવવામાં તે શાસન દેવીની અમને મંગળ કરનારી આંતરિક સહાય છે, એટલે જ આ પૂજા બનાવવાનું શ્રેયોકાર્ય અમારું નિર્વિઘ્ને પાર પડયું છે. કારણકે એ મહાદેવી સિદ્ધચક્રજીના આરાધકોને સહાય કરતી આવી છે, કરે છે, ને કરશે જ. એટલે મહાપૂજા બનાવવાનું મારું આ ભગીરથ કાર્ય તે દેવીની સહાય ન હોય, તો પાર પડે જ નહીં. એ પ્રમાણે એ દેવીની સહાયના સહારાથી આ નવ પૂજાઓ બનાવીને શ્રી નવપદજીની આંતરિક ભક્તિ વ્યક્ત કરીને કર્તા પોતાને કૃતકૃત્ય માની, આ પ્રયાસને મંગળકારી માને છે. (૯)

## અરિહંત પદના દુહાના અર્થ:—

શ્રી અરિહંત પદ નવે પદમાં પ્રથમ આવે છે. તે અરિહંત ભગવાન કોને કહેવાય? તે કેવા હોય? વિગેરે અરિહંતોની ઓળખાણ આ પૂજામાં કરવામાં આવેલ છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ૪ ઘાતી કર્મો છે. તે આત્માના ૪ (અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર અને અનંતવીર્ય રૂપી) ગુણોનો ઘાત કરે છે, માટે તેને ઘાતી કર્મો કહે છે. આઠ કર્મોમાંથી ચાર અઘાતી કર્મો બાકી રહે, તો

પણ કેવળજ્ઞાન ઉત્પન્ન થઈ શકે, પણ ૪ ઘાતીનો તો નાશ થવો જ જોઇએ. એનો નાશ કરીને ભગવાન અરિહંત થાય છે. એટલે અરિ=શત્રુ (રાગદ્વેષ) એનો નાશ થાય કે તુરત ભાવ તીર્થંકરનો ઉપકાર શરૂ થાય. એ કારણથી તીર્થંકર, અરિહંત, વીતરાગ, કે જિનેશ્વર એ બધા એક જ અર્થના કહેનારા શબ્દો છે. એ દેશના ભગવાન વીશ હજાર (૩ ગઢના ૧૦,૦૦૦+૫૦૦૦+૫૦૦૦) પગથીઆ વાળાને એક યોજન વિસ્તારવાળા રૂપાના, સોનાના અને રત્નના એમ ત્રણ ગઢવાળા ઝળકતા સમોસરણમાં બેસીને સંભળાવે છે. (૧)

આ સમોસરણમાં ભગવાન પૂર્વાભિમુખ બેસે છે. બીજી ત્રણેય દિશાઓમાં દેવેન્દ્રો એ ભગવાન જેવા જ ત્રણ રૂપો બનાવે છે. એમ ચતુર્મુખી દેશના સંભળાવે છે. તેમાં નારકી સિવાય પંચેંદ્રિયની ત્રણેય ગતિઓના પ્રાણીઓ એનો લાભ ઉઠાવે છે. પહેલા ગઢ પર વાહનો હોય છે, બીજા ગઢમાં પંચેંદ્રિયતિર્યંચો બેસે છે. તથા સૌથી ઉપરના ગઢમાં બાર પર્ષદાઓ–દેવ, દેવી, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓ વિગેરે એકચિત્તે તે અમૃત વચનોને સાંભળે છે. આવા સમોસરણાદિમાં બેસીને ચતુર્વિધ સંઘની સ્થાપના કરીને વિશિષ્ટ ઉપકાર કરવાનું કામ તીર્થંકર નામકર્મ બાંધીને અવતરેલા અરિહંત ભગવાન જ કરે છે. પછી ભલે ચાર અઘાતી કર્મો તેઓના બાકી હોય, છતાં આ ઉપકાર કરીને મુક્તિ જનારા હોવાથી આઠે કર્મોથી રહિત એવા શ્રી સિદ્ધ ભગવંતો કરતાં પહેલું નામ અરિહંતોનું કહેવામાં આવ્યું છે. જેમ કરોડપતિ શ્રીમંત કરતાં રાજાને આવક શાલિભદ્રજી ને શ્રેણિકની જેમ ઓછી હોય, તો પણ રાજાની બેઠક તેના મોભા પ્રમાણે વચ્ચે જ આવે, અથવા જેમ

વડી અદાલતના મુખ્ય ન્યાયાધીશને ભલે રોજની રૂા. ૩૦૦) ની આવક હોય, અને તેની પાસે દલીલ કરનાર કોઇ બેરિસ્ટર રોજના એક હજાર મેળવતો હોય, તો પણ ન્યાયાધીશ મધ્યમાં બેસે ને તેનું સૌ સન્માન કરે, તેમ સિદ્ધ પદ કરતાં અરિહંત પદ પ્રથમ રાખવામાં આવેલ છે. (૨)

(ઢાળ) શ્રી અરિહંત ભગવાનને સદાને માટે વંદના હો. એ વંદના કરતાં શિરોનમન થાય છે, ત્યારે નમતાં નમતાં અનેક ભવોનાં પાપોનો નાશ થાય છે. આ ભવમાં જે તીર્થંકર અથવા અરિહંત થાય, એઓના પૂર્વનો ઇતિહાસ કેવો હોય, અથવા કેવા સત્કર્મો કર્યા હોય, તેથી એ અરિહંત થાય છે, વિગેરે શરૂઆતથી વિગત અહીં જણાવાય છે. એકંદરે જીવાત્મા તો અનંતા કાળથી જન્મમરણ કરતો આવ્યો છે. જન્મે છે, ને મરે છે. એવા જન્મોની તો ગણત્રી જ નથી, પરંતુ એવા પ્રકારની કોઇ ઉત્તમ પ્રકારની ભવિતવ્યતાના યોગે કોઇ ભવમાં સમકિતની પ્રાપ્તિ થાય છે. અત્યાર સુધીના જન્મો ખાલી મીંડા સમાન હતા. સમકિત રૂપી એકડો આવ્યા બાદ ભવની ગણત્રી થવા માંડે છે, ત્યારથી તે મોક્ષ સુધી એ ગણત્રી ગણાય છે. મોક્ષે પહોંચવાથી જન્મમરણના ફેરા ટળી જાય છે. સમ્યક્ત્વ પામ્યા બાદ એવી અપૂર્વ ભાવના જાગે છે, કે સર્વેને હું મુક્તિમાર્ગના અથવા શ્રી જિનેશ્વર ભગવાનના શાસનના સન્મુખ બનાવું અને તે સર્વેને વીતરાગના સાચા સેવક બનાવું, એવી મારામાં શક્તિ પ્રાપ્ત થાઓ. (૧)

અરિહંતપણાથી અગાઉના ત્રીજે ભવે તીર્થંકર નામ કર્મ તેઓ નિકાચિત બાંધે છે. ૮ કર્મોના ૧૫૮ વિભાગ કુલ્લે થાય છે, તે વિભાગને પ્રકૃતિ પણ કહે છે. એ ૧૫૮ પ્રકૃતિમાં નામ કર્મની

ની ૧૦૩ પ્રકૃતિ મધ્યે એકનું નામ તીર્થંકર નામકર્મ છે. બાકીની ૧૫૭ પ્રકૃતિઓમાં આવી ઉત્તમ પ્રકૃતિ કોઈ નથી. એ તીર્થંકર નામ કર્મ બાંધતી વખતે તેઓ વીશસ્થાનક તપની આરાધના કરે છે, એવો તીર્થંકર નામ કર્મની સાથેનો આ તપનો સંબંધ નિયત હોય છે. તે તપ કરતાં તે આત્મા આવી ઉત્કૃષ્ટ ભાવના ભાવે છે, કે અનંતાનંત જીવો ચારે ગતિમાં જન્માદિના પાર વિનાના દુઃખો પામે છે. તે સર્વેને એ દુઃખોમાંથી મુક્ત કરીને મુક્તિના અનંત સુખના ભોક્તા બનાવવા માટે પ્રયત્નો કરવા જોઈએ. ( ૨ )

દયાના બે પ્રકાર છે. દ્રવ્યદયા અને ભાવદયા, શરીરે કે પૈસે ટકે દુઃખી હોય, ને તેનું સાંસારિક દુઃખ જોઈને આપણને દયા આવે, ને સહાય આપીને તેનું દુઃખ ઓછું કરીએ, તે દ્રવ્યદયા કહેવાય. ત્યારે બીજી બાજુએ ૪ ગતિમાં જીવોને જે અનંતા જન્મમરણાદિના દુઃખો સહન કરવાં પડે છે, તેઓને મુક્તિમાર્ગ બતાવી, તેમાં સ્થિર કરી, શુદ્ધ ધર્મનું આરાધન કરવાનો ઉત્તમ અને નિર્દોષ પંથ બતાવી તેમને મુક્તિએ પહોંચાડી અનંત સુખના ભોકતા બનાવવા, એ ભાવદયા છે; એવી જીવમાત્રને દુઃખમાંથી ખસેડી અનંતા સુખમાં લઇ જવાની–તારવાની તમન્ના એ ભાવદયા છે. જેમ કોઇ શ્રીમંતને એક મોટી દૂરદૂરની યાત્રા કરવા જવું હોય, તો પોતાના પરિવારને તથા પાંચ નોકરોને તે લઇને જઇ શકે છે, પરંતુ જો ઉંચી ભાવના વધી જાય, તો તે એમ વિચારે, કે "શક્તિસંપન્ન હોવા છતાં જો હું એકલો જાત્રા કરી આવું, તો તેથી હું સ્વાર્થી ને પેટભરો કહેવાઉં, માટે સાથેસાથે મારા સાધર્મિક બંધુઓને પણ લઇ જાઉં," એમ જેઓની યાત્રા કરવાની શક્તિ ન હોય, તેવાઓને ભક્તિ સહિત

યાત્રા કરાવે છે. તેવી જ રીતે તીર્થંકર નામકર્મ નિકાચતી વખતે અપૂર્વ પ્રકારની એવી ભાવના વધે છે, કે "હું તારું અથવા મોક્ષે જાઉં તેથી શું? પણ સાથે બીજા જે જે આવે તેને સાથે લેતો જાઉં, એટલે કે જાણે મોક્ષનો એક મહાન સંઘ જ હું કાઢું, ને એ સૌને તારું," એમ પોતે તરવા સાથે બીજાઓને તારતા જાય, તેનું નામ ભાવદયા કહેવાય છે. એવો પરોપકારના નિમિત્તથી નિતરતો ભાવનારસ અસંખ્યાતા આત્મપ્રદેશોમાં પ્રત્યેક રોમાંચે પ્રગટે છે. એ રીતે તેઓ સ્વપર કલ્યાણ સાધે છે. આવું ઝરણુ આત્મામાં વહેતું થાય છે. જેમ ગંગોત્રીમાં ગંગાનું નાનું સ્વરૂપ હોય છે, તેમ ત્રીજા ભવ પૂર્વે ભાવના સામાન્ય રૂપે હોય છે, ને પછી તીર્થંકર નામ કર્મનો ઉદય જ્યારે કેવળજ્ઞાન થાય ને દેશના આપે ત્યારે પૂર્ણરૂપે પ્રગટે છે. તે પરોપકાર પુરબહારમાં ઉત્કૃષ્ટી કક્ષાનો હોય છે. તે વખતે ત્રણેય લોકના જીવોના ઉધ્ધારની જ માત્ર તમન્ના હોય છે. આપણે જો ભવિજીવ હોઇએ. તો આપણે પણ ભવિષ્યમાં કોઇ દિવસ તીર્થંકર થઇ શકીએ તેમ છે. મોટે ભાગે ઉંચકુળના જીવોનેજ આવી ઉચી ભાવના થાય છે. (૩)

એવું નામકર્મ બાંધીને આવેલા આ પ્રભુને જન્મથી જ મતિ, શ્રુત અને અવધિ એમ ત્રણ જ્ઞાન હોય છે, મતિજ્ઞાન ને શ્રુતજ્ઞાન તો આપણને પણ હોય છે, પરંતુ પૂર્વ જન્મોનું જાણપણું થાય તેવા વિશિષ્ટ અવધિજ્ઞાનની પ્રાપ્તિ બીજા કોઇ પણ મનુષ્યને જન્મથી હોઇ શકતી નથી. પાંખ દ્વારા ઉડવાની શક્તિ જેમ પક્ષીને હોય, તેમ દેવગતિમાં અને નારકીગતિમાં અવધિજ્ઞાન અથવા વિભંગજ્ઞાન સૌને હોય છે. પણ મનુષ્યમાં આવે ત્યારથી આવું વિશિષ્ટ જ્ઞાન થાય, એ એમનું શરૂઆતથી જ જ્ઞાન પ્રકાશનું દ્યોતક ગણાય. મનુષ્ય લોકમાં અવતરતાં જ અવધિજ્ઞાન

તેઓની ઝળક અને વિશિષ્ટતાને સૂચવે છે. અત્યારના મહાન વિદ્વાન કરતાં એમની આ જન્મતાં જ લાખોગુણી અધિકતા ગણી શકાય. એ હિસાબે એ જન્મ તીર્થંકરપણાનો તો ગણાય જ, છતાં પણ જન્મથી તે કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય ત્યાં સુધી તે દ્રવ્ય અરિહંત કહેવાય છે. કેવળજ્ઞાન થાય ત્યારથી દેશના દેવી શરૂ કરે ત્યારથી ભાવ તીર્થંકર કહેવાય છે. દીક્ષા લે તે વખતે ચોથું મન:પર્યવ જ્ઞાન થાય છે. તો પણ ભાવ અરિહંત કહી શકાય નહીં. એ વીતરાગનો ઉપદેશ સાંભળવા ભુવનપતિના, જ્યોતિષીના, વૈમાનિકના એવા ત્રણેય લોકના જીવાત્માઓ સાંભળવા માટે સમવસરણમાં આવે છે, તે કારણથી ત્રિભુવનના એ પૂજ્ય બને છે, ને ત્રિભુવનના માન્ય બને છે. તેઓ વિશ્વના ઉદ્ધારક હોવાથી સુરાસુર સેવિત એ પ્રભુ ધર્મચક્રવર્તિ કહેવાય છે. (૪)

એ દરેક અરિહંત ભગવાનના ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળ અને નિર્વાણ એમ પાંચ કલ્યાણકો હોય છે. એ વીતરાગ અનંત ઉપકારી હોવાથી એ કલ્યાણકોની કેટલાક ભવિ આત્માઓ એકાસણાદિ કરી આરાધના કરે છે. એ ઉપકારી પરમર્ષિના કલ્યાણક વખતે નારકીમાં પણ અજવાળાં થાય છે, (નારકીમાં તો સદાને માટે અંધારું જ હોય છે.) તેટલો વખત ત્યાંના દુ:ખમાં સબડતા જીવો કાંઇક શાતાને પામે છે. વળી જે અરિહંત થાય, તેઓના ૩૪ અતિશયો હોય છે. તદુપરાંત જિનવાણીના ૩૫ ગુણો હોય છે. એવા ગુણસંપન્ન ભગવાનના વચનો વૈદરાજની દવા કે ડૉકટરના ઇંજેકશન કરતાં પણ અનંત ઉપકાર કરનારા બને છે. એ ગુણોથી આ જિનવાણી શોભે છે. સમોસરણમાં ચતુર્વિધ સંઘ એ વાણીને

સાંભળે છે. એ સાંભળવાથી એ મુક્તિનો આરાધક સંઘ બને છે. અહીં તો એ દેશનાથી એ ચતુર્વિધ સંઘ જ તરે છે, એમ બતાવ્યું; કારણ પંચેંદ્રિયો જ તરે છે. તેમાં પણ ત્યાં જે આવીને લાભ ઉઠાવે તે. વળી જે આરાધક ભાવનાવાળા હોય તે. પોપટ, હાથી, ઘોડા વિગેરે જેઓ સાંભળે છે તેઓ, તથા દેવદેવીઓ આવ્યાં હોય તે, તે ભવમાં મોક્ષે જઈ શકતા નથી; એટલે એમ કહ્યું છે, કે ચતુર્વિધ સંઘને ભગવાન તારે છે. બીજી આરાધનાઓ દ્વારા ભલે બીજા પણ તરે, છતાં મુક્તિ સુધી જેને પહોંચાડે, તે તો ચતુર્વિધ શ્રી સંઘ—સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા જ છે. એ તો મનુષ્ય જ હોય; એટલે મુક્તિ તો મનુષ્યો જ મેળવી શકે. એમની આગળના કોઈ તીર્થપતિનું શાસન આ નવા તીર્થપતિ થયાથી બંધ થાય છે. એટલે એ તીર્થંકર ભગવંતનું ચતુર્વિધ સંઘની સ્થાપના થવાથી નવું શાસન ચાલુ થાય છે. (૫)

ઉપરોક્ત ગુણવાળા એ અરિહંત ભગવાનને ભક્તિથી આપણે કહીએ, કે હે અરિહંત ભગવાન! આપે લાખો જીવોને તાર્યા ને મુક્તિએ પહોંચાડ્યા. હવે આ સેવકને તારો. હું બહુ દુઃખી છું. ચારેય ગતિમાં કોઈ ઠેકાણે શાંતિ નથી. મારા ભવરોગનું ઔષધ આપની પાસે છે. અરિહંતના શરણ વિના મારો ઉદ્ધાર થનાર નથી. એટલે મારા ઉપર ઉપકારના બિંદુઓ આપી ભાવના રસની વૃદ્ધિથી દયા લાવી મારો ઉદ્ધાર કરો. ખરેખર મારી ધર્મરૂપી નાવના આપ સાચા સુકાની છો. સંસાર સમુદ્રથી તારનારા આપ એક મહાન નિર્યામક છો, એ કારણથી હું વંદન કરું છું. મારામાં પરમાર્થ વૃત્તિ જાગે એ હેતુથી મહાન સંરક્ષકના શરણે આવીને આ નમન કરું છું. (૬)

એ અરિહંત પ્રભુની સેવામાં ઓછામાં ઓછા ક્રોડ દેવતાઓ રહે છે, તેમ દેવ, મનુષ્ય અને પશુઓ અરિહંતની પાસે હાથ જોડીને ઉભા રહે છે, દેવેન્દ્રો આવી સમવસરણ રચે છે; એટલે ત્રણે ભુવનના જીવોને તારવાનું કામ એ પ્રભુ કરતા હોવાથી દેવેન્દ્રો ત્રણ ગઢ પર એ વીતરાગને બેસાડે છે, તે સુયોગ્ય જ છે. એ ઠકુરાઇ, સેવા કે માનપાન એ પ્રભુને જ શોભે છે. યોગ્યતા વિના ઠકુરાઇ છાજે જ નહીં. તેથી જ કેવળજ્ઞાન થયા વગર દેવેન્દ્રો સમવસરણમાં બિરાજવાનું કહેતા પણ નથી. એ વીતરાગ ત્રિભુવનનું કલ્યાણ કરે છે, તેથી ત્રણ ગઢ પર બિરાજમાન કરાવે, તે કોઇપણ જાતનું અનુચિત નથી જ. એ વીતરાગ અજ્ઞાન જીવોને જ્ઞાન આપવાનું કામ કરે છે. રાત્રે અંધારા ઓરડામાં જવું હોય, ત્યારે બેટરી કે દીવો સાથે લઇને જાય તો ધારેલું કામ થાય. તેવી જ રીતે એ જ્ઞાન દીપકથી આત્માઓનો મિથ્યાત્વ રૂપી અંધકાર મટી જાય છે.

એ ભગવંતની પાસે આપણે એ માંગીએ, કે પરતંત્રતા એક ભયંકર બેડી સમાન છે. જેમ શરીરની પરાધીનતા છે, તેમ કર્મની પણ પરતંત્રતા છે. એ જો મારી–આ દાસની પરતંત્રતા નષ્ટ થઈ જાય, તો હું સિદ્ધ થાઉં ને સ્વતંત્ર બનું. એટલું જો થાય, તો હું આપનો અનંત ઉપકાર માનીશ, ભૂલીશ નહીં. એવા અરિહંતોનું જ શરણ મુક્તિ પહોંચાડી શકે છે, કારણકે આ અરિહંત નામના કોઇ દેવ થયા નથી. આ કોઇનું વિશિષ્ટ નામ નથી. શ્રી અજિતનાથ, શ્રી પાર્શ્વનાથ જેવું આ નામ નથી. આંતરિક શત્રુઓ રાગ અને દ્વેષ છે. સાચીરીતે આત્માને દુઃખ આપનાર અને સર્વ પ્રકારના દુઃખનું મૂળ તો તે જ છે. તેને હણે તે દેવ. પછી તે ભલે ગમે તે

હોય. જેમ મનુષ્યના નામ અપાય છે, ને તેના હસ્તાક્ષરથી તે નામે સહી કરાવાય છે, તેને નામે પત્રો લખાય છે, તે તેને મળી જાય છે; તેમ પશુનું થતું નથી. તેમ અરિહંત નામે કોઈ તીર્થ-પતિ નથી. આ ગુણજનિત પૂજા બહુ જ વાસ્તવ ધોરણની, ને વિશાળ દૃષ્ટિની છે. એવા દેવ તો સૌ કોઇ ગુણગ્રાહી સજ્જનને માન્ય હોય જ, એટલે એમના જેવા સર્વોત્તમ મહાન તારક આત્માનું શિરછત્ર રૂપ શરણ મળે, એથી અધિક હર્ષ શાથી થાય ? એ જ કારણથી જ્યારે જ્યારે આ અરિહંતનું નામ લેવાય, ત્યારે ત્યારે એમનો અનંત ઉપકાર યાદ આવે. એ યાદ આવે એટલે શિર ઝૂકી જાય. એ શિર ઝૂકે એટલે કર્મનો નાશ થાય 'सव्वपावप्पणासणो नमुक्कारो' બીજા ઘણાંએ સેવાભાવી મનુષ્યો દેખાય છે. તેમનામાં આવી તારવાની તમન્ના હોતી નથી, કે આવી ભાવદયા હોતી નથી. દ્રવ્યદયાવાળું હૈયું તર-બોળ હજીએ દેખાશે, પણ તેઓ ભાવદયાને જાણતા પણ નહીં હોય. હજારો દ્રવ્યદયા કરતાં એક ભાવદયા વધી જાય છે. એથી આજના સેવાભાવી કાર્યકરોનું કહેલું કથન આપણને મુક્તિએ લઇ જાય એવું સંભવતું જ નથી. એ હેતુથી શિરછત્ર તો અરિહંત સિવાય કોને બનાવી શકાય ? એમના જેવું પરોપકારી કોઇ મળનાર જ નથી. (૮)

હવે એક પ્રશ્ન એ ઉદ્ભવે છે, કે આ અરિહંત કયાં થાય ને કયારે થાય ? એનો જવાબ અહીંથી મળી રહે છે, કે અરિહંત માત્ર મનુષ્ય લોકમાં જ ઉત્પન્ન થાય છે. વળી અઢીદ્વીપના મનુષ્યક્ષેત્રમાં પણ અમુક ક્ષેત્રોમાં જ થાય છે. ભરતક્ષેત્ર, ઐરા-વતક્ષેત્ર અને મહાવિદેહક્ષેત્ર એમ ત્રણ ક્ષેત્રોમાં જ અરિહંત જન્મ લે. દેવલોકમાં નહીં, નારકીમાં નહીં, અથવા તો સ્વર્ગ,

મૃત્યુ ને પાતાળ એ ત્રણમાં મૃત્યુલોકનું જ સદ્ભાગ્ય છે, કે જ્યાં અરિહંતો આવી, મુક્તિ સંઘના પંથને સ્થાપી ઉપકાર કરી જાય. તેમાં વળી મહાવિદેહક્ષેત્રમાં કોઇ કાળ એવો નથી, કે જ્યારે અરિહંતનો વિયોગ હશે. ૨૦ વિહરમાન ભગવાન તો ઓછામાં ઓછા હોય જ. ભરત–ઐરાવતમાં તો ઉત્સર્પિણી અવસર્પિણી કાળને હિસાબે હોય છે. એમ નજરપટ પર થોડો કાળ, વધારે કાળ, ભૂત–ભવિષ્યના લાખો વર્ષો, એમ અનંતા કાળના અનંતા અરિહંતો એ અરિહંતના શબ્દના અર્થમાં આવી શકે છે. તેથી જ તેના એક અક્ષરના જાપથી સાત સાગરોપમના પાપો નષ્ટ થઇ જાય છે. આ વ્યાપક નામ બહુ પવિત્ર નામ છે. એવા અરિહંતનું એકાંતમાં હૃદય કમળમાં ધ્યાન ધરવું જોઇએ. એ અરિહંતે સ્થાપેલ તીર્થને અને આવા મહાન શાસનની સ્થાપના કરનાર અરિહંતોને મસ્તક નમાવી નમસ્કાર કરું છું. શ્રી તીર્થંકર દેવ પણ જ્યારે સમવસરણમાં બિરાજે છે, ત્યારે 'નમો તિત્થસ્સ' એમ કહી જૈન શાસન રૂપ તીર્થને નમીને તેઓ બેસે છે. એથી પૂજાના કર્તા શ્રી જિતેન્દ્રવિજયજી મહારાજ કહે છે, કે હે અરિહંત દેવ! તારા શરણમાં આવેલા મને તારજો. (૯)

(કાવ્યાર્થ) શ્રી અરિહંત ભગવાનના આગમ વચનોનો જ સાર છે, એ યંત્ર મહાન સુખને આપનાર છે. જે માનવીઓ મુક્તિમાર્ગની આરાધનાઓ કરવામાં એકચિત્ત અને ઉપયોગવાન છે, તેઓને તો આ મહાયંત્ર હાથમાં રહેલા પ્રત્યક્ષ ચિંતામણિ રત્ન સમાન છે. તેનું ધ્યાન કરવા માત્રથી શાશ્વતું એવું આત્મિક સુખ મળે છે, તથા મનોવાંછિત કામનાઓ સિદ્ધ થાય છે. જે મહા કલ્યાણકારી છે, તથા મોક્ષને અપાવનાર છે,

તે શ્રી સિધ્ધચક્ર યંત્રને હું મનથી સદાને માટે નમસ્કાર કરું છું. (૧)

(મંત્રાર્થ) સર્વ શ્રેષ્ઠ પુરુષ એવા, તથા તીર્થની સ્થાપના કરનારા સાચા ઐશ્વર્યવાન પરમ ઇશ્વર એવા, શ્રી જિનેશ્વર ભગવાન, તથા શ્રી અરિહંત પદથી સુશોભિત એવા, શ્રી સિધ્ધચક્ર યંત્રને જલ, ચંદન, પુષ્પ ધૂપ, દીપ, અક્ષત, નૈવદ્ય, અને ફલાદિનું જન્મ-જરા-મરણના નિવારણ માટે અર્ધ્ય અર્પણ કરું છું.

( પછી ૨૭.-૭+૭+૭+૩+૩=૮કોરાની થાળી વગાડવી. )

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં શ્રી અરિહંત પદે પ્રથમ પૂજા સંપૂર્ણ. ॥૧॥

  

# દ્વિતીય પદે શ્રી સિદ્ધપદ પૂજા.

: દુહા :

*કર્મ આઠ ઉચ્છેદી જે, સ્થિર થયા ગુણધામ,*
*ગુણ સ્વભાવ તરંગમાં, શાશ્વત લે વિશ્રામ. (૧)*
*અનંત આનંદ અનુભવે, દુ:ખ નહિ જ્યાં લવલેશ;*
*સાદિ અનંત સ્થિતિ કહી, જ્યોતિ રૂપ અશેષ. (૨)*

ઢાળ : (રાગઃ-નાણ નમો પદ સાતમે)

<u>સુખ અનંતુ સિદ્ધમાં,</u> ન જાસ અંશ સંસાર મેરે લાલ, ચક્રી દેવેંદ્રના સુખથકી, અનંત ગુણુ સુખ સાર મેરે. સુખ. (૧). લોભને મોહના પૂર શમ્યા, કર્મ સકલ વિનાશ મેરે. વિભાવ દશાના અભાવથી, સ્વભાવ સુખ વિલાસ મેરે. સુખ. (૨). આહાર કરાવે જીવને, ઉપાધિ

વ્યાધિ અપાર મેરે. અણાહારી પદમાં તે નહીં, અનંત ગુણ આગાર મેરે. સુખ. (૩). ક્ષાયિક સમકિતના ધણી, અડ ગુણ જાસ ઉદ્દાર મેરે. એક અવગાહને જ્યાં રહે, સિદ્ધ અનંત સુખકાર મેરે. સુખ. (૪). અજર અમર અવિનાશી જે, આવે ન ફરી સંસાર મેરે. સિધ્ધા અનંતા સિધ્ધશે, ગુણ અનંત ભંડાર મેરે. સુખ. (૫). લોકાલોકને દેખતા, એક સમય ત્રણ કાલ મેરે. સાત રાજને છેડલે, લોકાંતે જેહ દયાળ મેરે. સુખ. (૬). સિધ્ધ થવાના કારણે, કરે અરિહંત સુપ્રયાસ મેરે. ક્રોડો વળી સાથે ગયા, સહેલ કરે સુખવાસ મેરે. સુખ. (૭). નિજ ગુણ ભોગી આતમા, સકલ ગુણ વિશ્રામ મેરે. વિષય સુખ સ્પર્શે નહિ, અતિ નિર્મળ ગુણધામ મેરે. સુખ. (૮). 'નમો સિધ્ધાણં' પદ જાપથી, માત્રું ભવનો અંત મેરે. જિતેન્દ્ર વાત્સલ્ય ભાવથી, સિધ્ધ ધ્યાને વિલસંત મેરે. સુખ. (૯).

: કાવ્યમ: અર્હદ્ધર્મ વિચાર૦

॥ અથ મંત્રઃ ॥ ॐ હ્રીઁ શ્રીઁ પરમ૦ દ્વિતીય શ્રી સિધ્ધપદ સંશોભિત શ્રી સિધ્ધચક્રાય જલાદિકં યજામહે સ્વાહા ॥

  

## ભાવાર્થ.

(દુહા) આઠેય કર્મોનો ક્ષય કરીને જેઓ સ્વભાવ અને સ્વરૂપમાં આવીને પોતાના શાશ્વત ધામમાં સ્થિર થયા છે, તે સિદ્ધ ભગવંતો આપણા આદર્શ છે. અત્યાર

સુધી ચતુર્ગતિ ભ્રમણરૂપ સંસારમાં તે પુદ્ગલના પર-ભાવમાં ફસેલા હતા, તથા પરરૂપમાં દેખાતા હતા. હવે તે બેઉ ચીજ મટી ગઈ છે. હવે તો પોતે પોતાના ચાર અનંતા ગુણોના વિલાસમાં શાશ્વત વિશ્રાંતિ લઇ રહ્યા છે. તે સિદ્ધોને હવે કોઇ પણ જાતની પર ચિંતા રહી જ નથી. હવે તેઓને પોતાનું સ્થાન છોડીને ક્યાંય પણ જવાનું બાકી નથી. (૧)

આત્મારૂપે જ્યોતિમય પ્રકાશથી સ્વ પ્રકાશિત રહેવાથી નિજ-સ્વ આનંદની અનંતતામાં તેઓ હવે લીન બન્યા છે. તેથી અનુભવ આનંદની તેમની મસ્તી પૂર્ણપણે હોવાથી, ત્યાં કોઇ પ્રકારનું પણ દુઃખ નથી. તે જ્યારે સિદ્ધ થયા, ત્યારે તેમની આદિ થઇ કહેવાય છે. હવે અનંતા કાળ સુધી તેઓ અહીં રહેશે. તેથી તેમની સ્થિતિ સાદિ અનંત કહેવાય છે. અશેષ એટલે બધાય સિદ્ધાત્માઓ ત્યાં જ્યોતિ એટલે સ્વયં પ્રકાશી સ્વરૂપમાં જ્યોતિરૂપે જ રહે છે. (૨)

(ઢાળ) મુક્ત આત્માને સિદ્ધ અવસ્થામાં કેવું, કેટલું અને કઇ રીતિનું સુખ છે, તે અહીં જણાવાયું છે, કે સિદ્ધના પ્રત્યેક આત્માને ત્યાં અનંતગુણું સુખ છે. સંસારી આત્માનું સંસારનું સુખ અહીં ભેગું કરીએ તેના કરતાં સાતરાજ ઉંચે સિદ્ધશિલાની ઉપર એ સિદ્ધ આત્માને અનંતગુણું સુખ હોય છે. એટલે એ અનંત સુખનો એક અંશ પણ અહીંના સંસારી જીવને હોય નહીં. તેની એ ગણત્રી છે, કે દેવેન્દ્ર હોય, કે ચક્રવર્તિ હોય, ગમે તે હોય, છતાં તે બધાથી આ મુક્તાત્માનું સુખ અનંતગુણું થઇ જાય છે, અને એ સારભૂત સાચું સુખ છે. અહીંનું નશ્વર ને પૌદ્ગલિક ચીજોનું સુખ નિઃસાર છે, ટૂંકા વખત માટેનું છે. સિદ્ધ અવસ્થામાં દુઃખનો લવલેશ

નથી. તેમ ત્યાંના જીવોને જે સુખ છે, તે ઉછીનું લીધેલું કે થોડું છે એવું પણ નથી, એ તો સ્વાભાવિક છે. (૧)

એ સિદ્ધાત્માઓના લોભનો અને મોહનો અંત આવ્યો છે, એટલે કે મોહનીય કર્મનો ઉછાળો આવ્યો હતો, ને જે નદીના પૂર સમાન હતો, તે ઉપશાંત થઇ જવાથી આત્મા સ્થિર અને પ્રશાંત બની ગયો છે. કારણકે તેના આઠેય કર્મોનો સર્વથા નાશ કરી દીધો છે. વળી સંસારમાં જેમ પુદ્ગલે ચેતન પર વર્ચસ્વ જમાવ્યું હતું, તથા ચેતન પર જડનું રાજ્ય ચાલતું હતું, તે અહીં હવે રહ્યું નથી. જેમ ઇલેક્ટ્રીકનું શ્વેત પ્રકાશ હોવા છતાં લાલ રંગનો ગ્લોબ લગાવાય, તો લાલ-લાલ પ્રકાશ ઓરડામાં ફેલાય છે, તેમ શરીરનો વર્ણ જેવો હોય, તેમાં આત્મા રહીને એ શરીરને પોતાનું માનીને ત્યાં રચ્યોપચ્યો રહે છે, તે તેની વિભાવ દશા કહેવાય, ત્યારે સ્વગુણજનિત સુખ એ આત્માનું સ્વભાવજન્ય સુખ કહેવાય, તે સિદ્ધાવસ્થામાં હોય છે. એમ સ્વસુખનો વિલાસ એમનો પોતાનો સાચો આનંદ પુરો પાડે છે. એ હિસાબે એમને પર વસ્તુ જે શરીર છે, તેના દ્વારા સુખ મેળવવાનું નહોતું, એને તો પોતાનુ જ સુખ મેળવવાનું છે, તે મળે છે. ત્યાં વિભાવ દશા છે જ નહીં, અર્થાત્ દુઃખ વિનાનું ત્યાં પૂર્ણ સુખ છે. (૨)

સિદ્ધપદ અણાહારી પદ કહેવાય છે. ત્યારે સંસારી જીવને આહાર લીધા વિના ઘડીભર જાણે ચાલે તેમ નથી, ખાવા માટે જીવ ઘણાં પાપો કરે છે; એટલે આહાર જ જીવને આધિ, વ્યાધિ અને ઉપાધિઓના ખાડામાં નાંખી દે છે. ખાય છે માટે વ્યાધિઓ પણ થાય છે. વધારે ખવાઈ જવાથી, કે વિવેક વિના જેવું તેવું ખાવાથી રોગાદિ થાય છે. તેવું બધું

ત્યાં કાંઇ જ હોતું નથી. ત્યાં તો એ પરમ પવિત્ર આત્માઓ-ને પોતાનું જ સુખ મળે છે, તેથી એ ત્યાંના સુખના સ્થાન-રૂપ બની જાય છે. એ અણાહારી પદ એટલે સ્વભાવ જન્ય આત્મગુણોને રહેવાનું સ્થાન એ બને તેમાં નવાઈ નથી. (૩)

ત્યાં રહેલા સિદ્ધાત્માઓને ક્ષાયિક સમ્યક્ત્વ હોય છે, તથા તેમના આઠ મહાગુણો પ્રગટ હોય છે. તેઓ એક અવગાહના એટલે આકારના ભાગમાં અનંતા જીવો પ્રકાશમાન રૂપે રહે છે. જેમ એક રૂમમાં ૧ લાઇટ છે ને તેનું પ્રકાશ આખા ઓર-ડામાં પથરાયેલું હોય છે. તે જ ઓરડામાં જો બીજી સો લાઇટો પણ મૂકવામાં આવે, તો પ્રકાશના દરેક કિરણ અરસ પરસમાં ભેગા મળી જાય છે. અજવાળું વધશે, પણ એટલા જ ઓરડામાં કિરણો ને પ્રકાશ બધાય સમાઇ જશે. એટલે મનુષ્ય લોકમાં અઢી દ્વીપ છે. તેમાંના કોઇ જીવ મુક્તિએ જાય તો તેટલા જ ૪૫ લાખ જોજનની વિસ્તારવાળી સિદ્ધ શિલાના ઉપરના ભાગ પર અનંતાનંત જીવો સ્થિર થઈ રહે છે. ત્યાં આગાઉના જીવો આવીને રહ્યા હોય છે, તે જ જગ્યાએ નવો મુક્તાત્મા આવે, તે નીચેથી વાંકી. ચૂંકી ગતિ કર્યા વગર સીધો જ આવીને પેલા જીવોની સાથે પ્રકાશમાં પ્રકાશ મળે તેમ મળી જઇને વાસ કરે છે. અર્થાત્ કોઇ આવે, ત્યારે એવો જવાબ નથી મળતો, કે "અહીં જગ્યા નથી, બીજે જાઓ" હજી પણ અનંતા ત્યાં સિદ્ધ થશે, તો પણ તે જ્યોતિમાં જ જ્યોતિરૂપે ભળી જશે. (૪)

ત્યાં આવેલા મુક્તાત્મા મરશે નહીં, વૃદ્ધત્વને પામશે નહીં અને નાશ પણ પામશે નહીં. એટલે તે અજરામર ને અવિનાશી કહેવાય છે. ફરીથી તેમાંના કોઇને પણ જન્મ લેવાનો

હોતો નથી. ભગવાન મહાવીર જેવા કોઇ તીર્થંકરનો આત્મા હોય, કે સામાન્ય કેવળી કોઇ મોક્ષે ગયા હોય, તેમાંથી કોઇને પણ ઉપકાર કરવાના નિમિત્તથી પણ સંસારમાં પાછા આવવાનું હોતું જ નથી. અનંતા આત્મા મોક્ષે ગયા છે, ને હજી અનંતા જશે. અનંતા કાળ પછી પણ તીર્થંકર ભગવાનની પાસે પ્રશ્નમાં કોઇ પૂછશે, કે "હે ભગવાન! કેટલા જીવ મોક્ષે ગયા?" તેનો ઉત્તર આવો જ મળશે, કે "એક નિગોદનો અનંતમો ભાગ મોક્ષે ગયો છે." આ નિગોદનું બહુજ સૂક્ષ્મ સ્વરૂપ શાસ્ત્રોમાં કહ્યું છે, કે આ ૧૪ રાજલોક સૂક્ષ્મ નિગોદથી ઠાંસોઠાંસ ભરેલા છે; એટલે સોયના અગ્રભાગ ઉપર એ નિગોદના અસંખ્યાતા ગોળા છે, તે એક ગોળામાં અસંખ્યાતી નિગોદ છે અને તેવી એક નિગોદમાં અનંતા જીવો છે. આવી એક નિગોદ પણ અનંતા કાળે ખાલી થતી નથી, કે થવાની નથી. અહીં દિવસના ૨૪ કલાક જેવો એક સર્વસામાન્ય નિયમ એવો છે, કે છ મહિનાના કાળમાં ઓછામાં ઓછો એટલે જઘન્યથી એક જીવ પણ મોક્ષે જવો જ જોઇએ, અર્થાત્ છ મહિનાથી વધારે વિરહ-કાળ પડે જ નહીં. તીર્થંકરોનું શાસન મહાવિદેહ ક્ષેત્રમાં તો અસ્ખલિત ચાલુ જ હોય છે, એટલે શાશ્વતા શાસનમાં એક યા બીજે સ્થળેથી મુક્તિએ જવાનું શાશ્વત જ બની ગયું છે. ચાર ગતિના દુઃખોમાંથી મુક્ત થઇ, અનંત ગુણના ભંડાર રુપ એ મુક્તાત્મા ત્યાં નિત્યવાસ કરે છે. (૫)

ત્યાંના આત્માઓ સર્વજ્ઞ કેવળીઓ છે, એટલે અનંત અલોકમાં વચ્ચે રહેલા આપણા ૧૪ રાજલોકના સ્વરૂપને તેઓ દેખતા હોય છે. તેઓ જીવોનાં તેમ ચરાચર પદાર્થોના ભૂત, ભવિષ્ય ને વર્તમાનના ભાવોને ત્રણેય કાળને વિષે એકી સમયે

દેખતા હોય છે. જે મુક્તિએ જાય તેને મનુષ્ય થઇને જ જવું પડે છે. દેવ કે નારકીમાંથી જવાતું જ નથી, એવો શાશ્વત સિદ્ધાંત છે. મનુષ્ય લોકથી સિદ્ધ શિલા ૭ રાજ ઉંચે છે. એ હિસાબે સાત રાજને છેડે અને જ્યાં આ લોકનો છેડો આવે છે ત્યાં તેઓ રહે છે. (૬)

શ્રી તીર્થંકર દેવો શાસન સ્થાપીને જે તારવાનું કાર્ય કરે છે, એ પણ મુક્ત થવા અને અન્યોને મુક્ત કરવા પ્રયાસ કરી રહ્યા છે. પોતે મોક્ષે જાય છે ત્યારે અને તેમના શાસનમાં આગળ પાછળના મળીને લાખો ને ક્રોડો જીવોને મોક્ષે પહોંચાડે છે. તે આત્માઓ આજે અનંત આનંદમાં મહાલી રહ્યા છે. દુઃખી આત્માઓ સંસારથી મુક્ત થયા તોજ તે સુખી થયા. (૭)

પર વસ્તુઓથી આનંદ માનવાનો જે ઉલ્ટો રસ્તો હતો, તે મટી ગયો, ને હવે મુક્તિમાં આવ્યા બાદ પોતાના જ ગુણોના ભોગવટામાં આત્મા લીન બન્યો. જેમ પારકા પૈસા વ્યાજે લાવીને કોઇ ધંધો કરે, તેમ શરીર પ્રત્યેના પ્રેમથી પૌદ્ગલિક સુખમાં આત્મા સંસારમાં આનંદ માનતો હોય, પણ જ્યારે કોઇ પોતાના જ પૈસાથી વેપાર કરતો હોય, તે જેમ નિશ્ચિંત રહે છે, તેમ અહીં પુદ્ગલની પરાધીનતા ન હોવાથી સ્વભાવજન્ય અને સ્વગુણજન્ય સ્વાનુભવ સ્વરૂપ સાચો આનંદ આત્માને મળી રહ્યો છે. એવી આત્માની ઉચ્ચકક્ષા હોય ત્યાં સઘળાં ગુણો આવીને જરૂર વાસ કરેજ. ત્યાં ઇંદ્રિયો જ હોતી નથી, તો પછી તે ઇંદ્રિયોના વિષયોનું સુખ તો હોય જ ક્યાંથી? એવા વૈષયિક સુખો તો ત્યાં હોઇ શકતાં જ નથી. બાહ્ય સુખો હવે અહીં નહીં હોવાથી, અત્યંત નિર્મળ, પવિત્ર અને ગુણોના એક સ્થાન રુપ બની જાય છે. (૮)

'નમો સિદ્ધાણં'નો જાપ કરવાથી અથવા તેવી માળા ગણીને ભવ સંસારનો હું અંત જ કરવા માંગુ છું. કર્તા અહીં એમ કહે છે, કે વીતરાગ ભગવાનના વાત્સલ્ય ભાવની ઉદારતાથી, અનંતાનંત સિદ્ધ ભગવંતોના આદર્શને સન્મુખ રાખીને, સિદ્ધોનું ધ્યાન કરવામાં જ સ્વ-વિલાસનો આનંદ માનવો જોઇએ. આ રીતે પોતાના જ દર્શન, જ્ઞાન, ચારિત્રદ્વારા પોતે આનંદ અનુભવે છે. મિથ્યા વસ્તુઓનો મોહ છોડી એ આદર્શોને સામે ધરી, પોતે આદર્શરૂપ બનવા માંગે છે, જેથી એમ થાય, કે જેની જરૂર હતી તે બધું ય તેમને મળી ગયું. (૯)

કાવ્યાર્થ મંત્રાર્થ પૂર્વવત્

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં દ્વિતીય શ્રી સિદ્ધપદ પૂજા સંપૂર્ણ. ॥ ૨ ॥

  

# તૃતીય પદે શ્રી આચાર્યપદ પૂજા.

દુહા :

*તીર્થંકર સમ જે કહ્યા, શ્રી જિન શાસન ધૂર;*
*પૃથ્વીતળ પાવન કરે, ભીમકાંત ગુણ પૂર. (૧)*
*પંચાચાર ઉપયોગથી, પાળે પળાવે જેહ;*
*ગચ્છ ધોરી આચાર્ય તે, વળી નમું બ્રહ્મ સનેહ. (૨)*

: ઢાળ : ( રાગ: સંવત એક અઢલંતરે રે. )

**ત્રીજે પદે ભાવાચાર્યને રે, નમીએ ભાવ ઉદાર, ઉદ્ધરશે અમ આતમા રે, તરવા જહાજ સંસાર. હો જિનજી સિદ્ધચક્ર મન ધારતાં રે, કર્મ કટકને વારતાં રે, આપતાં સુખ અપાર. (આંકણી) (૧) સૂરિ મંત્રને ધ્યાવતાં રે, અપ્રમત્ત ઉદાર; દેશના દે શુદ્ધ ધર્મની રે,**

સારણ વારણ સાર હો જિન. સિદ્ધ૦ (૨) આગમ તત્વને શોધતાં રે, પ્રભાવક ગુણધામ; સાવધાનપણે સાધતાં રે, વિચરે તે નિષ્કામ હો જિન. સિદ્ધ૦ (૩) શાસન ધોરી સાહિબા રે, પાળે મારગ શુદ્ધ; છત્રીશ ગુણે અલંકર્યા રે, ભવિ વિબોધન બુદ્ધ હો જિન. સિદ્ધ૦ (૪) ગચ્છ-સ્થંભ વિકથા તજે રે, કરૂણા રસની ખાણ; સમપણે તે નિહાળતાં રે, નિત્ય કલ્યાણનું ધ્યાન હો જિન. સિદ્ધ૦ (૫) પદ ત્રીજું આરાધતાં રે, કરૂં હું અલ્પ સંસાર; રત્નત્રયી શુદ્ધ આપજો રે, શુદ્ધિ ત્રિકરણ કાર હો જિન. સિદ્ધ૦ (૬) દુઃખ કાદવથી ઉગારતા રે, આલંબન આધાર; ભવિ કમળ હિત સૂર્ય જે રે, લહે પટ દર્શન પાર હો જિન. સિદ્ધ૦ (૭) જ્ઞાન આરાધન ધ્યાનથી રે, સાધે જે આતમ કાજ; ઓજસ જેહનું દીપતુ રે, યુગપ્રધાનનું રાજ હો જિન. સિદ્ધ૦ (૮) ધર્મ આરાધક સંઘમાં રે, કરતાં ભવિ ઉપકાર; વિજય જિતેન્દ્ર તે લહે રે, નવપદ ધ્યાને સાર હો જિન. સિદ્ધ૦(૯)

કાવ્યમ્ : અર્હદ્ધર્મ૦

॥ અર્થ મંત્ર : ॥ ૐ હ્રીં શ્રી પરમ૦ તૃતીય શ્રી આચાર્ય-પદસંશોભિત શ્રી સિદ્ધચક્રાય જલાદિકં યજામહે સ્વાહા.

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં તૃતીય શ્રી આચાર્ય પદ પૂજા સંપૂર્ણ ॥૩॥

  

## ભાવાર્થ

( દુહા ) તીર્થંકર ભગવાનના મોક્ષાગમન પછી શાસનનો બધો આધાર આચાર્ય મહારાજોની ઉપર જ રહે છે. એટલે તે

ધુરંધરો પર એક શાસનની મહાન્ જવાબદારી રહેલી હોય છે. તે તે કાળના આચાર્યો કે જેઓ મહાજ્ઞાની અને વિદ્વાન હોય તે શાસનને ચલાવનાર હોય છે. તે કારણથી જેને જે કાંઈ પણ શંકા થાય તેને માટે પૂછવાનું અને સમાધાન મેળવવાનું સ્થાન આચાર્ય મહારાજો જ હોય છે. તેઓ પોતાના ચારિત્રના પ્રભાવથી યુગકાલીન જનતા ઉપર સારી છાપ પાડી, સૌને ધર્માભિમુખ બનાવી, ધરતિ પર વિચરી, શ્રી તીર્થંકર દેવોની આજ્ઞાઓનો પ્રચાર કરતા હોય છે. તેઓ ઉપકાર કરવામાં જ તેવો પરાયણ હોય છે. તેઓમાં ભીમ અને કાન્ત એવા બે મહાન ગુણો હોય છે. જેઓ જિનાજ્ઞાનું પાલન કરવામાં કમજોર દેખાય એવાઓને માર્ગમાં સ્થિર કરવા કડકાઈથી પણ વર્તે, તેને ભીમ ગુણ કહેવાય છે, કારણ કે તેમાં પણ હિત બુદ્ધિની જ મુખ્યતા છે. વળી એમની પાસે આવનાર આબાલ ગોપાલ જનવર્ગ પર ( રાજાથી રંક સુધીના જીવોને ) પોતે સમાન મિત્રવત્ લેખે છે, તેને કાંત ગુણ કહે છે. (૧)

પોતે જે પ્રવર્તન કરે છે, તેમાં જ્ઞાનાચાર વિગેરે પાંચે આચારોનું મુખ્યપણું છે. તેઓ તેના પાલન કરવામાં ઘણાંજ ઉપયોગવાળા હોય છે. પોતપોતાના શિષ્ય સમુદાય વિગેરેનું નેતાપણું પોતે કરતા હોવાથી અને એ પાંચ આચારોને શિષ્યાદિ પાસે પળાવવામાં ઉદ્યત હોવાથી, તેઓ ગચ્છના મુખ્ય નેતા કે નાયક કહેવાય છે. એવી સુગંધિથી શોભતા છત્રીસ ગુણો સહિત આચાર્ય મહારાજોને અમે હંમેશાં વંદન કરીએ છીએ. (૨)

( **ઢાળ** ) ત્રીજે પદે બિરાજમાન એ પૂ. આચાર્ય મહારાજને આપણે ભાવથી નમન કરીએ. આચાર્ય બે પ્રકારના કહી શકાય. (૧) દ્રવ્યાચાર્ય અને (૨) ભાવાચાર્ય. જેમ દુનિયામાં

વ્યાકરણાચાર્ય, સાહિત્યાચાર્ય કે ન્યાયાચાર્ય કહેવાય છે. તથા કોઈના નામ આગળ પણ આચાર્ય શબ્દ મૂકાય છે, (જેમ કે આચાર્ય વિનોબા ભાવે, આચાર્ય કૃપલાની) તેઓ દ્રવ્યથી આચાર્ય કહેવાય, અથવા આચાર્ય પદમાં રહેલા કોઇ આત્મા શ્રી તીર્થંકરદેવની આજ્ઞા પાળતા ન હોય, એટલે કે પોતાની વાહવાહ માટે નવા મતો કાઢે અથવા પોતાની શાસન પ્રત્યેની પોતાના સ્થાનને યોગ્ય વફાદારી અને ફરજો ન બજાવે, તેવાને પણ દ્રવ્યથી આચાર્ય કહેવાય. પંચિંદિયમાં ગણાવેલા ૩૬ ગુણો જેમનામાં હોય, તથા પોતાના ગચ્છવાને અને બીજા સાધુઓને જ્ઞાન ભણાવે, પાંચે આચારોને પાળવા પળાવવામાં ઉદ્યમશીલ રહે, તેઓને **ભાવાચાર્ય** કહેવાય છે. તેવા પૂજ્ય ભાવાચાર્ય મહારાજોને અહીં ભાવથી વંદન કરવામાં આવે છે. તે નમનથી આપણા આત્માનો ઉદ્ધાર થાય છે. સંસારરૂપી સમુદ્રને તરવા માટે એ આચાર્યો નાવ સમાન છે. શ્રી સિદ્ધચક્રજીનું ધ્યાન કરતી વખતે જે ત્રીજા પદમાં શ્રી આચાર્ય પદનું આરાધન આવે છે, તે ધ્યાન દ્વારા કર્મ રાજાના સૈન્યને દૂર હટાવીને મુક્તિના અનંત સુખવાળી આનંદની પ્રાપ્તિ થાય છે. (૧)

ભાવાચાર્ય કેવા હોય કે જેથી શાસન પર તેઓ ઉપકાર કરી શકે, તેમના હવે લક્ષણોનો વિચાર કરવામાં આવે છે. સૂરિમંત્રની આરાધના તેઓ કરતા હોય છે. જ્ઞાનધ્યાનની પ્રવૃત્તિઓમાં જ લયલીન હોય છે. તે કારણથી તેઓ કદી પ્રમાદ કરતા હોતા નથી. તેઓનું હૃદય ખૂબ ઉદાર ચરિતવાળું હોય છે. હલકાઇપણું, કે તુચ્છતા તો તેમનામાં હોતી જ નથી. ભગવાનની આજ્ઞા પ્રમાણે ધર્મોપદેશ આપીને તેઓ ઉપકાર કરે છે. શિષ્યોને પણ ભણાવવામાં, શંકા સમાધાન

કરવામાં, તેમ વિકથાથી બચાવવામાં તેઓ ઘણી કાળજી રાખે છે. ( ૨ )

આગમ ગ્રંથોને અવલોકીને, તેનું વારંવાર મનન મંથન કરીને, તેમાંથી તેઓ તત્ત્વ શોધ્યા કરે છે. ઘણાં જીવોને ધર્મ પમાડી શાસન પ્રભાવના કરતા રહે છે. આત્મ સાધના કરવામાં તેઓ ઘણાં સાવચેત હોય છે. એકચિત્તે પરનું મન ડુભાવ્યા વિના, પોતાની આત્મ સાધનામાં જ મસ્ત હોવાથી, તેઓ ગુણોના એક ધામરૂપ બને છે. આ રીતે તેઓ ગામોગામ વિહાર કરતા હોય છે, એટલે કે એક સ્થાનમાં ગાદી જમાવીને મઠધારી બનતા નથી, તે કારણથી મઠનું મમત્વ તેમનામાં આવી શકતું નથી, અને કોઇપણ જાતની ઈહલૌકિક ઇચ્છાઓ વગર, નિષ્કામ બની નિસ્વાર્થ ઉપકારક બની રહે છે. ( ૩ )

ખરેખર તેઓ શાસનના નાયક છે. તેઓ વિશુદ્ધ એવા મુક્તિમાર્ગની પ્રરૂપણા કરનારા છે. ભવ્ય જીવોને બોધ આપીને સ્વપરનો ઉપકાર કરનારા તેઓ ૩૬ ગુણોથી યુક્ત હોય છે. તેઓ અજ્ઞાન જીવોને પ્રતિબોધ કરી મુક્તિ માર્ગમાં સ્થિર કરવામાં બહુ જ કુશળ હોય છે. ( ૪ )

જેમ મકાનનો મુખ્ય આધાર તેનો થાંભલો કહેવાય છે. તેવી જ રીતે ગચ્છમાં રહેલા પોતાના શિષ્યાદિ પરિવારના તેઓ ‘સ્થંભ’ કહેવાય છે. તેઓ સ્ત્રીકથા, ભોજનકથા, દેશકથા અને રાજકથા એ ચાર સંસાર વધારનારી વિકથાઓનો ત્યાગ કરનારા હોય છે. વળી જીવમાત્રને દયાભાવની નિર્મળ મિત્રદ્રષ્ટિથી દેખતા હોય છે. એટલે કે તેઓ દરેક ઉપર મારૂં તારૂં કર્યા વગર, સૌને એકસરખી સમાન નજરે દેખે છે. ગરીબ

અને તવંગર દરેક ઉપર સરખી લાગણી રાખવાવાળા તેઓ અતિશય દયાળુ હોય છે, અને તેથી જ તેમનું મન હંમેશાં માનવ કલ્યાણના ચિંતનમાં જ રક્ત હોય છે. ( ૫ )

જેમ વાઇસરોય કે ગવર્નરના પદનું માન હોય છે. અથવા લોકસભાના અધ્યક્ષ સ્થાનનું જેવું માન હોય છે, તે સ્થાન પર બેસનાર કે આવનાર વ્યકિત યોગ્ય હોય તે જ ત્યાં બેસે. જો કે ત્યાંની વ્યકિત બદલાયા પણ કરે, તે છતાં એ સ્થાન મહત્ત્વભર્યું કહેવાય છે. તેમ આ ત્રીજા મહત્ત્વભર્યા પદની આરાધના કરતાં હું મારો સંસાર ઘણો જ કાપી શકીશ, અથવા હું બહુલ સંસારી મટી અલ્પ સંસારી એટલે નિકટ મુકિતગામી બની શકીશ. એ સદ્‌આરાધનના ફળ સ્વરૂપ મારા દર્શન, જ્ઞાન, ચારિત્ર વિશુદ્ધ બનો. તથા મન, વચન કાયાની શુદ્ધિ થાઓ, એમ હું ઇચ્છું છું. (૬)

દુઃખરૂપી કાદવમાંથી હે આચાર્ય મહારાજ ! અમને બચાવજો. આ કાળમાં ભગવાન ન હોવાથી અમને તો આપનો જ આધાર છે. સૂર્યવિકાસી કમળ જેમ સૂર્ય ઉગવાથી વિકાસ પામે છે, તેમ ભવિજીવો રૂપી કમળોના વિકાસ માટે આવા ભાવાચાર્યો સૂર્ય સમાન છે. એમના દર્શન ઉપદેશ આદિથી ઉત્તમ આત્માઓ ઘણાં રાજી રાજી થઇ જાય છે, અને પ્રતિબોધ પામે છે, અથવા આત્મ કલ્યાણ સાધનારા બને છે. કારણકે તેઓ છએ દર્શનનું સંગીન જ્ઞાન ધરાવતા હોય છે. (૭)

તેઓ આગમ અવલોકન દ્વારા સ્વાધ્યાયાદિની જ્ઞાનમય આરાધના કર રહ્યા હોય છે, જેઓ આત્મ સાધન કરી રહ્યા હોય છે, તેઓના તપતેજનો બીજા ઉપર ઘણો પ્રભાવ પડી શકે છે. તેમની પ્રતિભા અને પુણ્ય છાયા પણ કલ્યાણકારી હોય છે. બેટરી જેના પર પડે તે ચીજ જેમ પ્રકાશમાં આવે

અથવા વૃક્ષની છાયા જેના પર પડે તેને શાતા મળે, તેમ **તેઓની જ્ઞાનપ્રભા અને આચારની છાયા શ્રી સંઘ પર પડતી હોવાથી, શ્રી સંઘ શાતા અનુભવે છે.** તેમાં પણ જેઓ યુગપ્રધાન હોય છે, તેમનો પ્રભાવ તો અજબ-ગજબ હોય છે. એ યુગપ્રધાન આચાર્ય પુંગવનું આખા સંઘ પર પુરું વર્ચસ્વ હોય છે. (૮)

ભવિજીવોના બનેલા એ આરાધક સંઘ ઉપર, તેઓનો મહાન ઉપકાર હોય છે. તેથી તેઓ સંઘના તારનાર બને છે. નવપદના ધ્યાનમાં ત્રીજા પદનું આરાધન કરીને, જિતેન્દ્રવિજય તે ઉપકારને પામીને, કલ્યાણ કરે છે. અથવા શ્રી સંઘના કલ્યાણ-કામી આત્માઓ ઇંદ્રિયોને જીતીને એ ઉપકારીઓના ઉપકાર બળના આલંબનથી વિજય પ્રાપ્ત કરે છે. એ કારણથી નવેય પદોમાં આ ત્રીજું પદ મુખ્ય અથવા સારભૂત છે. (૯)

॥ઇતિ શ્રી નવપદ પૂજાયાં તૃતીય શ્રી આચાર્ય પદ પૂજા સંપૂર્ણ. ॥૩॥

  

# ચતુર્થે પદે શ્રી ઉપાધ્યાય પદ પૂજા.

: દુહા ;

*યુવરાજ જેમ રાયને, તેમ સૂરિને ઉવજઝાય,*
*પદ ચોથું ઉપકારીનું, રક્ત હંમેશ સજઝાય. (૧)*
*ચિંતન ગચ્છનું જે કરે, સમતા દિલ ધરી નેહ,*
*આપે વાંચના સૂત્રથી, અર્થ થકી સૂરિ જેહ. (૨)*

ઢાળ : ( રાગ: પ્રભુ નિરમળ દરસન કીજીએ. )

ગુણી વાચક પદ ચિત્ત દીજીએ; દીજીએ દીજીએ

દીજીએ રે, ગુણી૦ ભવિભવનો લાહો લીજીએ ગુણી.

(આંકણી.) દ્વાદશ અંગને ધાર ધરાવે, સરળ અમા-યી ગુણ પૂજીએ, ચઉગતિ દહણ એ પદ ભક્તિ, પ્રેમ અધિક કરીજીએ. ગુણી૦ (૧) નિશ્ચય વ્યવહાર જ્ઞાન કરાવે, તસ ધ્યાને નિત્ય રીઝીએ, જ્ઞાન ક્રિયા શુદ્ધ અનુભવે જોડે, પ્રભુ મારગ સ્થિર લીજીએ. ગુણી૦ (૨) વિકથા ચારને અહનિશ ટાળે, જ્ઞાન ગગન વિચરીજીએ; વિભાવ દશાથી પર જે રહેતાં, સૂરિ સેવા રસીજીએ. ગુણી૦ (૩) દશા અધ્યાતમ જાગ્રત જેની, અપ્રમત્ત ઠરીજીએ; ભવોદધિ તારણ પોત સમા જે, દુઃખડાં ભવનાં હરીજીએ. ગુણી૦ (૪) સારણ વારણ ગચ્છને કરતાં, ભાર સૂરિનો ધરીજીએ; રત્ન-ત્રયીમાં જે નિત રમતા, ભવિજનને ઉદ્ધરીજીએ. ગુણી૦ (૫) અંગ ઉપાંગના પાઠો કરતા, સુસ્વાધ્યાયે રસીજીએ; વાચક પદ ભવિ તરવા કાજે. અંતરંગ રંગ વરીજીએ. ગુણી૦ (૬) ગ્રહણ આસેવન શિક્ષા દેતા, સમતા રસને ભરીજીએ. અયોગ્ય શિષ્યને યોગ્ય બનાવે, ઉપમા રવિ શશિ દીજીએ. ગુણી૦ (૭) બહુશ્રુત તારક! અમને તારો, ગુણ પચવીશ વરીજીએ; શાંત સુધારસ કુંડ ઝીલાવો, શ્રુત અનેકાંત ચરીજીએ ગુણી૦ (૮) શ્રુત સિદ્ધાંતના તેજ પ્રતાપે, સુખ તારક વિતરીજીએ;

**પાઠક ઈંદ્રિય દમન પ્રભાવે, જિતેન્દ્ર પદ સરીજીએ, ગુણી૦ (૯)**

: કાવ્યમ્ : અર્હદ્દ્રુમં.

॥ અર્થ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ચતુર્થ શ્રી ઉપાધ્યાય પદ સંશોભિત શ્રી સિદ્ધચક્રાય જલાદિકં યજામહે સ્વાહા.

**॥ ઇતિશ્રી નવપદપૂજાયાં ચતુર્થ શ્રી ઉપાધ્યાય પદપૂજા સંપૂર્ણ ॥૪॥**

  

## ભાવાર્થ

( દુહા ) ચોથાપદમાં ઉપાધ્યાય મહારાજનું વર્ણન આવે છે. રાજાનો ગાદીવારસ યુવરાજ જેમ પિતાજીનું સ્થાન લેનાર ગણાય છે, તેમ આચાર્ય મહારાજથી ઉતરતા પદે ઉપાધ્યાયજી મહારાજ સમજવા. તે ઉપાધ્યાય મહારાજ હંમેશાં સ્વાધ્યાય ધ્યાનમાં રક્ત હોય છે, કારણ કે કાયમને માટે આગમગ્રંથોનું તેઓ પઠનપાઠન તથા ચિંતન-મનન કરતાં હોય છે. (૧)

પોતાના આખા સમુદાયની દેખરેખ અથવા ખબર અંતર રાખવાની ફરજ પણ તેમને જ માથે હોય છે. એટલે કે સાધુ મંડળમાં કોઇને કાંઇ વસ્તુની કે ઔષધાદિની જરૂરત હોય, અથવા કોણ, શું અને કેટલું ભણે છે, તે બધી જ ખબર એમને રાખવાની હોય છે. તેમ કરતાં તેઓ કોઇ પણ દિવસ રોષે ભરાતા નથી, કારણ કે તેઓ ખૂબ સમતા અને સહનશીલતા ધારણ કરનારા હોય છે વળી સાધુઓનો ભણવાનો એવો નિયમ હોય છે, કે મૂળ સૂત્રો ઉપાધ્યાય મહારાજ પાસે શિખવાના હોય છે, અને તે જ સૂત્રોનું અર્થજ્ઞાન (વિસ્તારપૂર્વક રહસ્ય

અને સંદર્ભ જાણીને) ભણવાનું એટલે અર્થની વાંચના લેવાનું આચાર્ય મહારાજ પાસે હોય છે. તેથી પહેલાં ઉપાધ્યાયજી મૂળ સૂત્રો શિખવાડે છે, પછી બીજી વખત આચાર્યશ્રી તેજ શિષ્યોને તે સૂત્રોનુ અર્થજ્ઞાન શિખવાડે છે.

(ઢાળ) ભવ્ય આત્માઓએ ઘણાં ગુણોવાળા એવા ઉપાધ્યાય મહારાજની ચોથાપદમાં આરાધના કરવી જોઈએ. સર્વ-સામાન્ય રીત ગુણવાન આત્માઓની ઉપાસના કરવાનું કારણ એ હોય છે, કે સમાજ ઉપર વિદ્વાન, ચારિત્રશીલ, ડાહ્યા અને શાણા એવા એ ઉપકારી મહાપુરુષોની ઘણી સારી છાયા અથવા છાપ પડી શકે છે. તેથી આ પદની આરાધના કરવી તે મનુષ્ય-ભવનો લ્હાવો લેવા સમાન છે. એ ઉપાધ્યાય મહારાજ દ્વાદશાં-ગીનું ચાલુ રટણ કરનારા હોય છે. તથા શિષ્યાદિને ક્રમ પ્રમાણે (એટલે આટલા દીક્ષા પર્યાય બાદ આ આગળ ભણાવાય વિગેરે) અને જેમ જેમ યોગ્યતા દેખવામાં આવે તેમ તેમ દ્વાદશાંગીનું અધ્યયન અનેક યોગ્યાત્માઓને હંમેશાં કરાવતા જ હોય છે. તેઓ બધા સાથે કપટરહિતપણે સર્વથા નિખાલસ રીતે વર્તતા હોય છે. તેથી તેઓ પોતાની પાસે આવનારા સૌની એકધારી પ્રીતિ સંપાદન કરી શકે છે. તેથી તે પદની ભક્તિ કરવાનું સૌને મન થાય એ સ્વાભાવિક છે. એ ભક્તિથી ચારે ગતિનો અંત થાય છે. (૧)

તેઓ બે પ્રકારનું સંગીન અને શુદ્ધ જ્ઞાન આપે છે. એક "નિશ્ચય" અને બીજું "વ્યવહાર". એટલે કે દુનિયામાંની દરેક વસ્તુનું સ્વરુપ **નિશ્ચય નયથી** અને **વ્યવહાર નયથી** જાણવાનું હોય છે. જેમકે આપણો આત્મા **નિશ્ચય નયથી** સિદ્ધ ભગવાન કરતાં કોઈ પણ રીતે ફેરફારવાળો નથી, અને

**વ્યવહાર નયથી** તે અત્યારે કર્મોથી ઢંકાએલો બની ગયો છે. જેમ આપણે બે આંખોથી સારું દેખી શકીએ છીએ, તેવા જ આ બેઉ નિશ્ચય અને વ્યવહાર છે. એ બેના સહારાથી આપણા આચારવિચાર ઘડાવા જોઇએ. એ નિશ્ચય વ્યવહારને પૂર્ણ લક્ષમાં રાખીને જ્ઞાનયોગને અથવા ક્રિયાયોગને અમલમાં મૂકીએ તો આત્માના સાક્ષાત્ અનુભવાનંદનો સાચો ખ્યાલ આવી શકે. તેમ થવાથી પ્રભુમાર્ગમાં સ્થિરતા પ્રાપ્ત થાય છે. (૨)

સ્ત્રી સંબંધી, ખાવા પીવા સંબંધી, દેશ સંબંધી અને રાજદ્વારી ખટપટોના સંબંધવાળી એવી ચારે વિકથાઓ સંસાર વધારનાર હોવાથી, તેઓ સર્વથા તે ચારેયથી દૂર અને અલિપ્ત રહે છે. આવી વિકથાઓથી પર બનીને જ્ઞાનધ્યાનમાં તેઓ લયલીન થતા હોવાથી, જ્ઞાન ગગનના આનંદ સિવાય કોઇ જાતનું તેમને દુ:ખ હોતું નથી. વળી આપણા શરીરમાં (પાણી અને દૂધની જેમ) બે ચીજ છે. આપણો આત્મા અને પૌદ્‌ગલિક શરીર. આત્મા એ સ્વ છે, ને તેનું તથા તેના જ્ઞાનાદિ ગુણોનું ચિંતન એ સ્વભાવ છે; અને શરીર અથવા આત્માથી બાહ્ય દરેક વસ્તુનો રાગ એ વિભાવ કે પરભાવ કહેવાય છે. એવા પરભાવની ચિંતા ન કરતાં, આત્મભાવમાં જ તેઓ મગ્ન રહે છે. વળી તેઓ આચાર્ય મહારાજની ભક્તિ પણ પૂર્ણ ભાવથી કરતા હોય છે. (૩)

તેમની અધ્યાત્મભાવના ઘણી જ ઉંચા પ્રકારની હોય છે. તથા જ્ઞાનાચાર વિગેરે આચારોના પાલનમાં પ્રમાદરહિતપણે તેઓ ઉદ્યમી હોય છે. સંસારરૂપી મહાન સમુદ્રને તરવા માટે આ ઉપાધ્યાયજી મહારાજનું આલંબન વહાણ અથવા સ્ટીમર સમાન છે. તેથી તે પદના આરાધનથી આપણાં ચતુર્ગતિભ્રમણનાં

અથવા અપેક્ષાવાદ પણ કહે છે. (દાખલા-તરીકે —૧ —૨ —૩ ત્રણ લીટીમાં એક નાની એક ઇંચની, બીજી દોઢ ઇંચની, અને ત્રીજી બે ઇંચની એમ ત્રણ લીટીઓ બનાવીએ. બીજા નંબરની લીટી ત્રીજી લીટી કરતાં નાની છે, પરંતુ પહેલા કરતાં તો મોટી છે. એટલે બીજી લીટીમાં મોટાપણું અને નાનાપણું એમ બન્ને ગુણધર્મોનો સમાવેશ થએલો છે. તેને અપેક્ષાવાદ અથવા અનેકાંતવાદ કહેવાય છે. એ જ્ઞાન પણ ખૂબ વિશાળ છે. તેના અધ્યયનમાં અમાપ આનંદ મેળવી શકાય છે. (૮)

શ્રુતસિદ્ધાંતોથી દીપતું એવું આપણું શ્રી જૈન શાસન સહસ્ત્રવર્ષો એ ઉપાધ્યાયપદના સુપ્રતાપથી, આપણું જ્ઞાનજન્ય સુખ ખૂબ વિસ્તરે છે. જેમ મુખ્યરીતે રાજ્ય ચલાવનાર તો મંત્રીજ હોય છે, તેમ આચાર્યશ્રીના એ મંત્રી જેવા જ કહેવાય. એ ઉપાધ્યાય પોતાના ગુણોથી ઝળકી ઉઠે છે. જેમ કોઈ ડીગ્રીધર હોય અને રાજતંત્રનો જેને વર્ષોનો અનુભવ હોય, તેને અગાઉ વાઈસરોય કે ગવર્નરનો ઓદ્ધો અપાતો, તેમ વર્ષોના જ્ઞાન અને સંયમના અનુભવ બાદ ગીતાર્થને આ પદ અપાય છે. એ ઉપાધ્યાય મહારાજનું બીજું નામ પાઠક અથવા વાચક પણ કહેવાય છે. એમના ઇંદ્રિયદમનના પ્રભાવથી જિતેન્દ્રવિજયને ઇષ્ટ એવું મોક્ષપદ આપણે મેળવી શકીએ. (૯)

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં ચતુર્થ શ્રી ઉપાધ્યાય પદ પૂજા સંપૂર્ણ. ॥૪॥

  

# પંચમ પદે શ્રી સાધુ પદ પૂજા.

( દુહા: )

*મંગલ કારણ વિશ્વમાં, પૈરમ પુનિત જસ કાય;*
*શમ દમ ગુણ આગર નમું, પંચમ પદ મુનિરાય. (૧)*

*ધર્મ સુધા જસ મુખ ઝરે, મધુર વાણી ગુણકંત;*
*દર્શન જસ પાવન કરે, ચરણ કરણ ભગવંત. (૨)*

*સત્તાવીશ ગુણે શોભતા, કરૂણા મૂર્ત સ્વરૂપ;*
*આત્મરમણતા જે લહે, સ્વભાવ ગુણ ચિદ્રૂપ. (૩)*

*શ્વેત ગુણ અરિહંતનો, શ્રી સિદ્ધ રક્ત કહાય;*
*પીત વર્ણ આચાર્યનો, નીલવર્ણી ઉવજ્ઝાય. (૪)*

*કર્માષ્ટક ઉચ્છેદવા, તપ તપે બાર સદાય;*
*કાયા શોષવે આપણી, શ્યામ કહ્યા મુનિરાય. (૫)*

: ઢાળ : ( રાગઃ જિણંદા પ્યારા, મુણીંદા પ્યારા. )

મુણીંદા પ્યારા નિજાનંદ કારા, શ્રુતધારી ભગવાન પૂજો રે મુણીંદા પ્યારા. ( આંકણી. ) સિદ્ધચક્રના પાંચમા પદમાં : ૨ : શોભતા ગુણી મુનિરાજ પૂ. જંગમ તીરથ મુનિ ઉપકારી : ૨ : સાધતાં આતમ કાજ. પૂજો રે. ( ૧ ) પંચ મહાવ્રત શુદ્ધ જે પાળે : ૨ : ટાળે વળી અતિચાર પૂ. સત્તર પ્રકારે સંયમ સાધે : ૨ : નાશે દોષ વિકાર. પૂજો૦ ( ૨ ) જ્ઞાની ધ્યાની શુદ્ધ અનુષ્ઠાની : ૨ : તપે તપસ્યા અપાર. પૂ. ત્રિકરણ યોગે સદા ઉજમાળા : ૨ : કરતાં ભવિ ઉપકાર. પૂજો૦ ( ૩ ) તપ વૈયાવચ્ચે જે નિત્ય રક્તા : ૨ : નિર્જરા શુદ્ધ

આચાર્ય પૂ. દેશ વિદેશે યાત્રા કરતા : ૨ : મિત્રાવે હૃદયના તાર પૂજો૦ (૪) એ મુનિ પદ જે અમ ઉપકારી : ૨ : તારે નાવ સંસાર પૂ. જિનશાસન મુનિથી જયવંતું : ૨ : જિન આણા શિર ધાર. પૂજો૦(૫) આદર્શ તેહના શુદ્ધ આચારા. : ૨ : જિન શ્રુતના ધરનાર પૂ. મોહની સાત્રા ઉપશમી જેની : ૨ : અકિંચન અણગાર. પૂજો૦ (૬) ધન ધન એ શુદ્ધ ત્યાગને પાળે. : ૨ : તપ ધનથી ઉજમાળ. પૂ. દર્શન પામી મંગલ સાધુ : ૨ : માગું શિવ વરમાળ. પૂજો૦ (૭) સફળ કરૂં હું નર ભવ મારો. : ૨ : વંદી છક્કે ગુણઠાણ. પૂ૦ તત્ત્વત્રયીની જાણ કરાવે. : ૨ : બૂઝવે દુર્મતિ પહાણ પૂજો૦ (૮) આરાધક સુણીંદા શાસનસ્થંભા : ૨ : કરૂણા રસ આકાર. પૂ૦ જિતેન્દ્રવિજય તે મુનિ પદ સેવી : ૨ : શાસન ઉજ્વળકાર, પૂજો રે સુણીંદા પ્યારા. (૯)

: કાવ્યમ્ : અર્હદ્ધર્મ૦

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રી પરમ૦ શ્રી સાધુપદસંશોભિત શ્રી સિદ્ધચક્રાય જલાદિકં યજામહે સ્વાહા.

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં પંચમ શ્રી મુનિ પદ પૂજા સંપૂર્ણ. ૫ ॥

★ ★ ☆

## ભાવાર્થ.

(દુહા.) પાંચમી પૂજામાં સાધુ મુનિરાજનું વર્ણન કરવામાં આવ્યું છે. સાધુ મહારાજના ૨૭ ગુણો હોય છે. દુનિયાભરમાં બીજા માનવીઓની અપેક્ષાએ ઉંચામાં ઉંચા આચારોનું

તેઓ પાલન કરનારા હોવાથી મંગલ સ્વરૂપ કહેવાય છે. તેઓ ઉપકારી હોવાથી કોઇનું અપમંગલ કરનાર બનતા નથી, તેથી મંગલનું જ કારણ બને છે. શ્રી નવકાર મંત્રમાં મનુષ્યલોકમાંના સર્વ સાધુઓને અહીં નમસ્કાર કરવામાં આવ્યો છે. મંગલ મોક્ષ છે, તેનો રસ્તો બતાવનાર સાધુ મહારાજ તેના કારણ સમાન છે. જેમકે રસોઇ એ કાર્ય છે, અને રસોઈ બનાવનાર કારણ છે. તેમ અહીં પણ મોક્ષ અને તેના કારણ દ્વારા કાર્યકારણભાવ સમજવો. તે મુનિરાજોનું શરીર પણ પરોપકારમાં દિનરાત ઉપયોગી હોવાથી પવિત્ર મનાય છે. તેઓ સ્વપર સાધક હોવાથી મંગલમય છે. એમના શરીરથી પણ અમંગલ, અબ્રહ્મ કે અકાર્ય કદી થતું નથી. જો કે શરીર અશુચિથીભરેલું તો હોય જ, છતાં તપ, જપ ને જ્ઞાનધ્યાનાદિથી તેઓને પતિતપાવન માનવામાં વાંધો નથી. તેઓની સમતા તેમજ આત્મદમનની પ્રવૃત્તિઓ જ્યારે ગુણરૂપે ઝળકે છે, ત્યારે તેઓના સંસર્ગમાં આવનારાઓના હૃદયમાં તે ગુણસમુદ્ર મહર્ષિઓની છાયા પડવાથી બહુમાન પેદા થાય છે. તેવા મહામુનિઓને અમો નમસ્કાર કરીએ છીએ. (૧)

તેઓની મધુર ભાષા ધર્મના ઉપદેશવાળી માત્ર ઉપકારાર્થેજ કહેવાતી હોવાથી અમૃત સમાન કહેવાય છે, તેમજ તેમનાં દર્શન પણ આપણને પાવનકારી બને છે કારણ કે કાયા પણ પવિત્ર અને વચન પણ પવિત્ર તથા ચરણ સિત્તરી અને કરણ સિત્તરી પૂર્વકનું ઉંચું ચારિત્ર પાળવાની ભાવનાથી મુક્તિના જ એક લક્ષ્યબિંદુને તાકી તાકીને ચાલનારા હોવાથી, તેઓનું મન પણ પવિત્ર હોય છે, ( ૨ )

અનેક ગુણોવાળા તે મુનિરાજોમાં મુખ્ય ગુણ દયાળુપણાનો હોય છે. અહિંસાના પરમોચ્ચ સિદ્ધાંતનું તેઓ પાલન કરતા

હોવાથી અને કોઇનું મનથી પણ બુરૂં ચિંતવતા નહીં હોવાથી તેઓ કરૂણાસ્વરૂપ ગણાય છે. તેમનું મુખ્ય ધ્યેય આત્મ-રમણતાનું હોવાથી પૌદ્ગલિક વસ્તુઓના મોહમાં કે પરની નિંદામાં કદી લેપાતા નથી. માત્ર પોતાના જ્ઞાનાદિ ગુણોને ખિલવવામાં જ તેઓ મસ્ત રહે છે. ( ૩ )

દરેક પદનાં જુદા જુદા વર્ણો ધ્યાન કરવા માટે શાસ્ત્રોમાં વર્ણવાયાં છે, તે આ મુજબ છે. અરિહંતનો શ્વેતવર્ણ ( ગુણ ), સિદ્ધપદનો લાલ ગુણ, આચાર્યપદનો પીળો, ઉપાધ્યાય પદનો લીલો અને સાધુપદનો કાળો. આયંબિલની એક ધાનની ઓળી કરતી વખતે એ વર્ણો અનુસાર ચોખા, ચણા, મગ અને અડદ એક એક દિવસ માટે તે તે ગુણ દર્શાવનાર નિયોજેલાં હોય છે. ( ૪ )

આઠે કર્મોનો નાશ કરવા માટે બારેય પ્રકારના તપમાં પ્રતિપળ ઉદ્યમશીલ હોવાથી, તડકાના તાપથી જેમ શરીર કાળું પડી જાય છે, તેમ મુનિરાજોના તપ વિશેષથી તપ–તાપના કારણે શ્યામ વર્ણ કલ્પવામાં આવ્યો છે. સૂર્યતાપથી જેમ લીલા પાંદડા વિ. પણ સુકાઇ જાય છે, તેમ વિધવિધ તપસ્યાઓ આચરવાથી મુનિઓનું શરીર સુકાતું જાય છે, ને આત્મભાવ ઉજળો થતો જાય છે. માનસિક નિર્મળતા અને અપૂર્વ ઉલ્લાસ વધે અને શરીર શોષાય, તેથી કર્મ નિર્જરાના ધ્યેયને તેઓ સિદ્ધ કરતા જાય છે. ( ૫ )

( હાળ ) પાંચમા પદમાં રહેલા પૂજ્ય મુનિરાજો તથા પૂજ્ય સાધ્વીજી મહારાજો પ્રત્યેક આત્માની સાથે મૈત્રીભાવથી વર્તતા હોવાથી, ઉંચા આચાર–વિચારદ્વારા સર્વની પ્રીતિને

જીતનારા બને છે. મુનિઓમાં ઇન્દ્ર સમાન છટ્ઠા ગુણસ્થાનવાળા તેઓ જ સદ્ભાવને મેળવી શકે છે, કે જેઓ પોતાના નિજ આત્મ સ્વભાવમાં રહેતા હોય. એટલે કે આચાર વિનાના માત્ર વેશધારી દ્રવ્યસાધુનું માન સમાજમાં રહી શકતું નથી. સંસારી આત્માઓ બધાય સ્વાર્થી હોવાથી મોટા મોટા દોષોથી ભરેલા હોય છે. તેમના સમકાલીન યુગમાં જીવન જીવનારા આ મુનિરાજો સાથે જો સરખામણી કરવામાં આવે, તો અનેક ગુણો સહિત પરમાર્થ ભાવ મુનિરાજોમાં મળી શકે છે. નિઃસ્વાર્થવૃત્તિ, નિષ્પક્ષપાતીપણું તથા નિખાલસતા જેવા તેમનામાં અનક ગુણો ઝળકતા હોય છે. આવા ઉત્તમ ગુણો જો તે પદમાં રહેલાઓમાં કેળવાયા હોય, તોજ સાચું સાધુપણું આવ્યું એમ કહેવાય છે. તે કારણથી શિષ્ટ સમાજમાં ઉંચા આચારવાળી કોટિમાં તેમનું અગ્રસ્થાન ટકી શકે છે. આ બધો પ્રતાપ પોતાના કેવળ વ્યક્તિત્વનો જ નથી, પરંતુ ભગવાનના **શ્રુતજ્ઞાન દ્વારા મેળવેલી સજ્ઞાન દશાનો જ** છે. તેઓ સત્ય અને અહિંસાના પાલક હોવાથી તેમનું વ્યક્તિત્વ પણ શોભી શકે છે. તેવા પૂજ્ય સાધુ પદની સેવાભક્તિ સૌએ કરવી જોઇએ. પ્રાચીન તીર્થભૂમિઓ એ સ્થાવર તીર્થો કહેવાય છે. તે પ્રમાણે ગામોગામ વિહાર કરતા આ મુનિરાજોને જંગમ તીર્થ કહેવાય છે. તીર્થની સ્પર્શના કરીએ, ત્યારે ત્યાં જવાથી આપણે તરી શકીએ છીએ. "તારે તે તીર્થ" કહેવાય છે, તેમ મુનવરો આપણા ગામમાં આવીને આપણો ઉદ્ધાર માર્ગ બતાવે છે. એઓના શ્રુતજ્ઞાનની પ્રાપ્તિથી આપણે તરી શકીએ છીએ તેથી તેઓ જંગમ તીર્થ છે. (૧)

આત્મકલ્યાણ માટે તેઓ પાંચ મહાવ્રતનું પાલન કરતા

હોય છે. વળી તેમની જિંદગી ઉપકાર માટે જ સોંપાએલી હોય છે, એટલે તેઓ આ જીવંત શાસનના સેવક છે. ભગવાન જેમ પરોપકારી છે, તેમ તેમના શિષ્યો પણ તે ગુણને અનુસરનારા હોય છે. એ પાંચ ભીષ્મ પ્રતિજ્ઞાઓ મોક્ષ માર્ગના એક સોદા રૂપ છે. તેનું પાલન જેમ સારામાં સારૂં થાય, તેને માટે તેઓ ખૂબ કાળજી રાખે છે. કોઇ માણસને કોઇ વખત દુર્બુદ્ધિ જાગે અને ચોરી કરવાનું મન થાય ત્યારે તે કાર્ય કરતાં પહેલાં (4 stages–4 steps) ચાર પગલાં ભરવાનું બને છે. પહેલાં તો તેને ચોરી કરવાનું મન થાય તેને અતિક્રમ કહેવાય. (૧) પછી તે ચોરી કરવા માટે સાધનો ભેગાં કરે તે વ્યતિક્રમ કહેવાય. (૨) જ્યારે ચોરી કરવા જાય અને ખીસું કાતરવાની તૈયારીમાં હોય તેને અતિચાર દોષ કહેવાય. (૩) અને ખીસું કાતરી પૈસા ટકા લઇને નાશી જાય તેને અનાચાર કહેવાય છે. (૪) તેવી જ રીતે વ્રતનું ખંડન અનાચાર રૂપે ન થાય તેવી પૂર્ણ કાળજીથી વર્તતા હોવા છતાં અતિચાર કોટિના દોષો પણ આવી જવાનો ભય તો છે, છતાં તે અતિચારોને ટાળવા માટે મુનિરાજો પ્રયત્નશીલ રહેતા હોય છે. એટલે આ કાળમાં સંપૂર્ણપણે નિરતિચાર ચારિત્ર તો પાળી શકાય તેમ નથી જ. અતિચારો તો લાગે જ છે, લાગ્યા વિના રહેતા જ નથી. પરંતુ એ દોષો ન લાગે તે માટે બહુ જ સચેત હોય છે. એવી રીતે સત્તર પ્રકારે ચારિત્ર પાળતા હોય છે. એ પ્રમાણે ઉત્તમ ચારિત્ર પાળવાથી અનેક પ્રકારના દોષોથી બનતા પ્રયત્ને તેઓ મુક્ત રહી શકે છે. અને ઉંચી ભાવનામાં ઝીલતા હોવાથી તેમની પાસે વિષય વિકારો તો ટકી શકતા જ નથી. (૨)

મુનિરાજો સ્વાધ્યાયમાં અને આત્મધ્યાનમાં મગ્ન રહેતા

હોય છે. પોતાની ચારિત્ર અંગેની ક્રિયાઓમાં પોતાનો સમય પસાર કરતા હોય છે. બાહ્ય તપસ્યા પણ શક્તિ અનુસાર અને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની સાનુકુળતાએ કરતા રહેવાનું ચૂકતા નથી. મન, વચન અને કાયાના ત્રણે યોગોની પવિત્રતા પૂર્વક **તેઓ હંમેશાં પ્રસન્ન મુદ્રામાં પૂર્ણ ઉત્સાહિત માનસવાળા રહેતા હોય છે.** ક્રિયાકાંડ વખત પણ ઉજમાળ રહેવાનું કારણ એ, કે તેઓ સમજે છે, કે મારી જ્ઞાનપૂર્વકની આ ક્રિયા સાચી આરાધના છે. એ મુક્તિ અપાવનાર છે. રેલ્વે એંજિનના પૈંડા જેમ ક્રિયા કરે તેમ મારી આ ક્રિયા અદૃષ્ટ મુક્તિ નગર સુધી લઈ જશે. એ પ્રકારનું આત્મ સાધન કરતાં કરતા, રેલ્વે ગાડી જેમ ટિકિટ ખરીદીને બેસવા ઈચ્છનારાને ઇષ્ટ સ્થાને લઇ પણ જાય છે, તેમ બીજા ભવિજીવોને ઉપકાર પણ સાથે સાથે કરતા રહે છે. (૩)

તપશ્ચર્યા કરવા ઉપરાંત તેઓ હંમેશાં વડિલ, જ્ઞાની, તપસ્વી, બાલ, વૃદ્ધ તથા (બિમાર) ગ્લાન સાધુ મુનિરાજોની સેવા, ભક્તિ અને વૈયાવચ્ચ કરવામાં કદી પાછા પડતા નથી. એ રીતે આરાધક બનીને પોતાનો સમય વીતાવી રહ્યા હોય છે. તે વખતે તેમને કોઇ પણ જાતનો નવો અશુભ કર્મનો બંધ થતો નથી, ને ક્ષણે ક્ષણે પૂર્વ બાંધેલાં કર્મોનો નાશ જ કરવાનું બને છે. તેઓ પૂર્વકર્મોનો ક્ષય કરવામાં જેટલા દત્તચિત્ત હોય છે, તેટલા જ નવાં કર્મો ન બંધાય તે માટે સતર્ક પણ હોય છે. એટલે કે ૨૪ દંડકથી સચેત રહેવા પૂર્વક નવાં કર્મો બાંધવાના વ્યાપારો તેમને પસંદ જ નથી. કારણ કે કર્મજનિત સંસારના સ્વરૂપને પૂર્ણ રીતે તેઓએ પિછાણી લીધું હોય છે. દુનિયાના માણસો જે જે પ્રવૃત્તિ કરે છે, તે મોટે ભાગે પાપ (અશુભ)

વ્યાપારવાળી ને દુર્ગતિએ લઇ જનારી હોય છે. તે હિસાબે મુનિરાજોની પ્રવૃત્તિઓનો વિચાર કરીએ તો લાગશે, કે તે પુણ્યનો બંધ કરાવનારી અથવા નિર્જરા કરાવનારી હોવાથી શુભ વ્યાપારવાળી અને સદ્ગતિદાયક બને છે. એમાં આટલો બધો ફરક છે. તેઓ ગામોગામ વિહાર કરતાં પોતાનું સંયમ પાલન કરે છે, તેથી અનેક ફાયદાઓ થાય છે. અનેક જિન મંદિરોનાં દર્શન થાય છે. તે દ્વારા તીર્થયાત્રાઓની પુણ્યમયી સ્પર્શના થાય છે. તેમજ લઘુકર્મી ભવિઆત્માઓને અવસરે અવસરે ઉપદેશ આપી તેઓનો ઉપકાર પણ થાય છે. એ યાત્રાઓ વિગેરે કરવા દ્વારા નવનવી જાત્રાઓના લાભના ઉલ્લાસપૂર્વક પ્રભુ ભક્તિમાં તલ્લીન રહે છે. એટલે મુક્તિની સાધનામાં અને સિદ્ધ સ્વરૂપમાં પોતાના આત્માને એકતાન બનાવી દે છે. જાણે સિદ્ધ ભગવંતોની સાથે તાર દ્વારા વાતો જ ન કરતા હોય, એમ પહાડી તીર્થો ઉપર જઇને પણ મુક્તિના અનંતા જીવો સાથે મન મેળવી રહ્યા હોય છે. (૪)

એ મુનિપદનો અમારા ઉપર ઘણો ઉપકાર છે. કારણ કે ગણધર ભગવંતો તો 'નમો આયરિયાણં' માં પણ આવે, પરંતુ એવા પદસ્થ ન હોય અને કેવળજ્ઞાની થયા હોય એવા તથા બીજા શ્રુત કેવળીઓનો પણ તેમાં સમાવેશ થાય છે. અન્ય વીશ વિહરમાન ભગવંતોના શાસનના મુનિઓ પણ આ મુનિપદમાં ગણી શકાય છે. સંસારસાગર તરવા માટે તેઓ સ્ટીમર (steamer) સમાન છે. તે કારણથી જૈન શાસન મુનિ-રાજોના અસ્તિત્વ ઉપર જ નિર્ભર છે, ને શાસનમાં મુખ્ય આધાર તેમનો જ છે. એટલે આપણે એમ કહી શકીએ, કે જે કાલમાં મુનિરાજો ન હોય, તે કાલમાં જૈન શાસન ટકી

શકતું નથી. જેમ બ્રિટિશ સરકારનું વિસર્જન થયું, ત્યારપછી તેનો વાવટો, તેના કાયદા, તેમ તેના માણસો આ ભારતભૂમિ ઉપર કાંઇ પણ કામ કરી શકે નહીં, તેમ મુનિરાજો હશે તો જ અને હશે ત્યાં સુધી જ જૈન ધર્મ ટકી શકે તેમ છે. ભગવાનની આજ્ઞા શિરે ચડાવનાર, જિનાજ્ઞાને પ્રચારનાર તથા મુક્તિ માર્ગના સંદર્શક એ મુનિરાજો આ ધરાતલને પાવન કરે છે. તેઓના તપોબળ તથા પુણ્યથી જૈન શાસન જયવંતુ વર્તે છે. જયવંત શાસન તેઓનેજ આભારી છે. જે જે પ્રદેશોમાં મુનિ વિહાર વિરલ બની ગયો, ત્યાં ત્યાં ધર્મભાવ લુપ્ત થવા લાગ્યો, તેનું પણ આજ કારણ છે. પુનિતકાય મુનિવરો જો ન હોય, તો "નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં ને નમો લોએ સવ્વસાહૂણં" એ પદો નકામા થઇ જાય. કારણ સાધુ પદમાં આવ્યા વિના આચાર્યાદિ કેમ જ બની શકે ? તદુપરાંત અનાર્ય દેશમાં કે યુરોપાદિમાં સાધુ મહાપુરુષો વિના શાસન કહી શકાતું કે શોભતું નથી. (૫)

જેમ આરિસામાં આપણા શરીરના ગુણ-દોષો જણાય આવે છે, ને પહેરેલા કપડા ઉપર કોઇ ડાઘો રહ્યો હોય તે દેખાઈ આવે છે, તેમ મુનિરાજો આરિસા સમાન છે, અને તે પણ ભગવાનના આગમ રૂપી આરિસામાં જોઈ જોઇને જ પોતે વર્તનારા હોય છે. તેથી તેમના જીવનને 'એક આદર્શ' અનુકરણ કરવા યોગ્ય જીવન માનવું જોઇએ. જેમ વકીલ જજ સાથે વાર્તાલાપ કરે, પણ તે કરતી વખતે વર્ષો પહેલાં ભણેલી કાયદાની કલમો ટાંકી ટાંકીને કહે. કાયદાથી વિરૂદ્ધ તેની વાત નથી એમ તે બતાવે, તેમ મુનિનું આચરણ આગમથી અવિરુદ્ધ હોય અથવા આગમાચાર ને પ્રતિપળ ભૂલ્યા વિનાનું રાખે છે. તેથી

તેઓ માનવ સમાજ માટે આદર્શભૂત છે. વળી સંસારમાં રખડાવનાર અથવા પૌદ્‌ગલિક વસ્તુઓ ઉપર રાગદ્વેષ કરાવનાર જે મહાન મોહનીયકર્મ છે, તે તેમને સર્વથા નષ્ટ તો હોતું જ નથી. છતાં તે કર્મનું પ્રમાણ અથવા પ્રબળ જોર બહુ જ ઓછી ડિગ્રીમાં હોય છે. એ હિસાબે મોહનીય કર્મનો ક્ષયોપશમ કે ઉપશમ થવાથી એક પ્રકારનો તે કર્મ ઉપર આંશિક વિજય તેઓએ મેળવ્યો કહી શકાય છે. એટલે તેઓ આત્મરમણતાની દિશામાં આગળ વધી શકે છે. તેઓ પોતે એ વાતનું ગૌરવ ધારણ કરી શકે છે, કે અકિંચનપણું અને માનવતાની સર્વશ્રેષ્ઠ કક્ષાએ પહોંચ્યા છીએ, તે અમારું અહોભાગ્ય છે. મોહનીયને ઉપશમાવવાથી મેળવેલી આત્માની ઉચ્ચતમ અવસ્થા ખરેખર માનવતાની પૂર્ણ શોભા રૂપ છે. (૬)

આટલા ત્યાગવાળું ઉંચું આચરણ પાળનારને સમજુ દુનિયા ધન્યવાદ આપે છે, કારણ કે તેમના તપનો પ્રભાવ અજબ ભાત પાડતો હોય છે. જેમ માણસ ચાલે ને તેની છાયા પાછળ પડતી જાય; તેમ તેમનું સદાચરણ પણ તેમની ગુણ પ્રશંસા કરાવતું જાય છે. જેમ ધનવાન પોતાના પૂર્વ પુણ્યોપાર્જિત ધનથી પૂજાય છે, તેમ આ મહામુનિઓનો ખજાનો બીજો શો હોઈ શકે ? વૈરાગ્યમય જ્ઞાન અને તપ એમનું સાચું ધન છે, તેથી તેઓ તપોધની કહેવાય છે. વળી જેમ જેમ સુવર્ણ તપે છે, તેમ તેમ તે ચમકતું જાય છે, તેવી રીતે તેમનું તપ એમના પવિત્ર આત્માને આત્મ તેજથી તેજસ્વી ને દીપ્તિમાન બનાવતું જાય છે. આવા પૂજન–નમન ને દર્શન કરીને હું મારું મંગલિક કરું છું, અને તેના ફળ રૂપે મુક્તિમાળા મેળવવાની મંગલકામના વ્યક્ત કરું છું. (૭)

આ પદની આરાધના કરીને હું મારો જન્મારો સફળ કરું છું. મુકિતએ પહોંચવા માટે ૧૪ ગુણસ્થાનનાં પગથિયાં ચડવાનાં હોય છે. તેમાં પહેલા ગુણઠાણે મિથ્યાત્વી આત્મા હોય છે. સમકિત પામે ત્યારે આત્મા ગુણઠાણે આવ્યો કહેવાય છે. શ્રાવકનાં વ્રત લેવાય ત્યારે પાંચમું અને ચારિત્ર લેવાય ત્યારે છઠ્ઠે ગુણઠાણે ચડયા કહેવાય છે. કેવળજ્ઞાન પામે ત્યારે તેરમું ગુણઠાણું અને મોક્ષે જાય ત્યારે ચઉદમું ગુણસ્થાનક કહેવાય છે. જેમ થર્મોમિટરમાં પારો ચડે છે, તેમ આત્મા જેમ જેમ શુદ્ધ થતો જાય છે, તેમ તેમ નિરાગી, નિર્મમત્વી, ને નિર્વિકારી બનતો બનતો ઉંચે ગુણઠાણે આત્મા ચઢતો જાય છે. તે મુનિરાજોનો સત્સંગ કરવાથી જ્ઞાન, દર્શન અને ચારિત્રની પિછાણ થાય છે. તેઓની સમજાવટથી ભલભલા પત્થર જેવા હૈયાના માનવીઓ પણ પોતાની દુર્મતિનો ત્યાગ કરીને બૂઝી જાય છે. તેથી માનવીનું હૈયું કુણું બને છે, ને મોક્ષની ક્રિયાઓ તરફ ઝૂકે છે, તથા મોક્ષ માટેનો પ્રયાસ કરતા થાય છે. (૮)

આરાધક મુનિવરો શાસનના એક અંગ સમાન છે, તેઓ ખરેખર ચતુર્વિધ સંઘમાં સ્થંભ સમાન છે. તેઓ કરૂણાથી ભરેલા હોય છે, તેઓ ખૂબ જ દયાળુ હોય છે. એમની દયા જીવ માત્ર પરત્વેની નીતરતી દેખવામાં આવે છે, કારણ કે ક્રોધ–માન વિગેરેને તો તેઓએ જાણે મારી જ નાંખ્યા હોય છે. તેએ જીવમાત્રનું ભલું ઇચ્છતા હોય છે. ભવિમાત્રને મુકિતમાર્ગમાં સ્થિર કરવાની ભાવના રાખતા હોય છે. જીવમાત્રની સાથે વિશ્વમૈત્રી રાખી મૈત્રી તથા કારૂણ્ય ભાવના ભાવતા હોય છે. એ હિસાએ કરૂણારસથી ભરપૂર એ મુનિમહારાજો હોય છે. એ કારણોથી એમ કહી શકાય, કે દ્રવ્યથી વેષ ધારણ

કરનાર હોય, ને પછી અસત્ય બોલે, બોલીને ફરી જાય, શાસ્ત્ર સિદ્ધાંતને માન ન આપે, શાસનને અને શ્રુતને વફાદાર રહે-વાને બદલે શાસનથી વિપરીત વર્તે એટલે કે શાસનની અવ-હેલના અને નિંદા કરાવે, જેની તેની નિંદાઓ કરે, વીતરાગ-કથિત સ્યાદ્વાદ શ્રુતથી વિરુદ્ધ એકાંતવાદની પ્રરૂપણા કરે, ઉત્સર્ગ અને અપવાદના માર્ગને જો ન અપનાવે, તો તે માર્ગ બહાર કહેવાય. તેવા વિરાધક કોઈ હોય, તો તેવા માટે ઉપર જણાવેલું વર્ણન ઉદ્દિષ્ટ નથી. અહીં આટલું વર્ણન કરવામાં આવ્યું છે. તે માત્ર આરાધક આત્માઓ માટે જ છે. આરાધક આત્માઓજ શાસન ઉજ્જવળ રાખી શકે છે. તેથી આ પૂજાના કર્તા કહે છે, કે એ પવિત્ર મુનિપદની સેવા કરવાથી આપણું કલ્યાણ તો થાય છે, એટલું જ નહીં પણ શાસનને, ને સમાજને દીપાવનાર બની શકાય છે. એટલે જૈન શાસનની શોભા એઓની સેવા કરવાથી વધતી જ જાય છે. (૯)

કાવ્યાર્થ મંત્રાર્થ પૂર્વવત્

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં પંચમ શ્રી સાધુપદ પૂજા સંપૂર્ણ ॥ ૫ ॥

★ ★ ★

# ષષ્ઠ પદે શ્રી સમ્યગ્દર્શન પદ પૂજા.

: દુહા :

*સમકિત દર્શનથી લહો, ચઉગતિ ભ્રમણનો અંત,*
*તેહ પ્રતાપે જાણીએ. જ્ઞાન ચરણ ફળવંત. (૧)*

*સમકિત વિણ સંસારમાં, કાય કષ્ટ તપ જાણ,*
*જ્ઞાન પણ બોજો કહ્યો, ચારિત્ર ક્લેશ સમાન. (૨)*

*દર્શન વિણ ક્રિયા કહી, બિંદુ જેમ વિણ અંક,*
*તે માટે સમકિત વડું, એમ ભાખે ભગવંત. (૩)*

*અજ્ઞાની કહ્યો શાસ્ત્રમાં, જો પૂર્વી દર્શન હીન,*
*અડ પવયણ સમકિતી લહે, શુદ્ધ જ્ઞાન તે લીન. (૪)*

: ઢાળ : ( રાગઃ– લાલા તોરે દર્શનકી બલિહારી. )

આતમ આનંદ અદ્ભૂત આપે, દર્શનની બલિહારી; નાથ! તુમ દર્શનની બલિહારી, ( આંકણી. )
ઉજ્વલ પાક્ષિક તે ભવિ જાણો, જો ચાહે મોક્ષ વિચારી; પુદ્ગલ એક પરાવર્તે સીઝે, અન્ય લિંગે જો વિહારી. નાથ૦ (૧) ષટ્ માસે જીવ નિશ્ચે સીઝે, નિગોદથી વ્યવહારી; કાળ અનંતો ચેતન રઝળે, ન બન્યો દર્શનધારી. નાથ૦ (૨) વિવેક વિના સ્વરુપ ન જાણ્યું, ન ગઇ મિથ્યા બિમારી; ભવજળ તરવા કદી નહીં પામ્યો, મનુ ગતિ દુર્લભ સારી. નાથ૦ (૩) ગ્રંથીભેદ જે આતમ કરતા, કરણ કરી બહુ ભારી; સંસારસાગરે દુઃખ બહુ જાણે, મોક્ષ મારગ રૂચિ ધારી. નાથ૦ (૪) જિન દર્શન એક સાચું માને, સડસઠ ગુણ અલંકારી; દુષમ કાલે પ્રતિમા જિનની, સમકિતની દાતારી. નાથ૦ (૫) અભેદ રંગી નિઃસંગતા સાધે, જડ માને મિથ્યાકારી; અંતર જાગતું જે નિત્ય રાખે, રહે સાવધાનતા કારી. નાથ૦ (૬) ચઉગતિ ચૂરણ સમકિત સાધું, તીરથ યાત્રા જુહારી; તેહ વિના પ્રભુ હું બહુ રઝળ્યો, ટાળે જે કષાય ખુમારી. નાથ૦ (૭) એમ બોધિ પ્રભુ નિર્મળ કરજો, માનુ સફળ અવતારી;

શુદ્ધ દેવ ગુરુ ધર્મની શ્રદ્ધા, અસૂદય થો મનોહારી.
નાથ૦ (૮) ભેદાદિશોષક સમકિત બળથી, આગમ
શુદ્ધ જે ધારો; જિતેન્દ્રવિજયને તે પ્રભુ દેજો, આનંદ
નિઃસંગકારી. નાથ૦ આતમ૦ (૯)

: કાવ્યમ્ : અર્હદ્ધર્મ૦

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી દર્શનપદ સંશોધિત શ્રી સિદ્ધચક્રાય જલાદિકં યજામહે સ્વાહા.

ઇતિશ્રી નવપદ પૂજાયાં ષષ્ઠ શ્રી સમ્યગ્દર્શન પદપૂજા સંપૂર્ણ. ૬

## ભાવાર્થ

(દુહા) આ પૂજામાં સમકિત દર્શનનું વર્ણન કરવામાં આવ્યું છે. સમકિત એટલે દેવ, ગુરુ અને ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી તે. સમ્યક્ત્વ મેળવ્યા પછી આત્મા જે ચોથા ગુણ સ્થાનકે આવે છે, તે વખતની અવસ્થા કેવી હોય, અથવા તે વખતે તેનામાં કેટલા ગુણો પ્રાપ્ત થાય તેની વિગતો આ પૂજામાંથી જાણવા મળે છે. ઘરબારી ગુરુ, સ્ત્રી સહિત દેવ અને હિંસાને પોષનારો ધર્મ, આ ત્રણેય વસ્તુઓ તરફ જેનું આંતરિક આકર્ષણ હોય, તેનું મિથ્યાત્વ ગુણઠાણું હોય છે. તે હિસાબે દેવતત્ત્વ-ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વરૂપી તત્ત્વત્રયીની જ્યારે સાચી ઓળખાણ થાય, ત્યારે સમકિતની પ્રાપ્તિ થાય છે, ત્યારથી આત્મા મુક્તિને માર્ગે પ્રયાણ શરૂ કરે છે. દર્શનનો અર્થ દેખવું થાય છે. એટલે આત્મા જેમ જ્ઞાનથી જાણી શકે છે, તેમ દર્શન ગુણથી દેખી શકે છે. જાણવું અને દેખવું એ બે જૂદા ગુણ ધર્મો છે, તેમ આત્માના બે ગુણો દર્શન ને જ્ઞાન જૂદા જૂદા માનવામાં આવ્યા છે. પરંતુ અહીં

તો દર્શન શબ્દનો અર્થ સમકિત દર્શન કરવાનો છે. સમકિત, સમ્યક્ત્વ કે બોધિબીજ એ બધા એક જ અર્થને સૂચવનારા શબ્દો છે. આ સમકિત આવ્યા પછી આત્માનો મુક્તિએ જવાનો નિર્ણય થાય છે. ચારે ગતિના ભ્રમણનો અંત આ સમકિત પામ્યા વિના કદીપણ આવી શકતો નથી. વળી આ સમકિત દર્શન કોઈ બહારથી મેળવવાનું હોતું નથી. એ તો આત્માનો જે ગુણ છૂપાએલો છે, તેને માત્ર પ્રકાશમાન કરવાનો બાકી રહેલ છે. બિમારીમાંથી ઉઠેલો માણસ જેમ સ્વાસ્થ્યને પામતો જાય, તેમ એક દિવ્ય અનુભવ કરીને આત્મા સાચી વસ્તુને ઓળખતો થઈ જાય એટલે તે આ દર્શનને સ્પર્શ્યો કહેવાય. તેથી તેનો જરૂર ઉધ્ધાર થાય છે. એ દર્શનથી પોતાના જ્ઞાન તથા ચારિત્રના ગુણો સફળ થાય છે. (૧)

જે આત્માઓ સમકિત પામ્યા હોતા નથી, તેઓનું જ્ઞાન, તેમની ક્રિયા, તેમનું ચારિત્ર, અને તેમનું તપ જોઈએ તેવા ફળ આપી શકતા નથી, કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે, કે ચોથા ગુણઠાણે આવ્યા વિના ભણેલું જ્ઞાન બોજા સમાન બની જાય છે. ચારિત્ર કાયક્લેશ રૂપ છે, અને તપ પણ એક માત્ર કાયકષ્ટ રૂપ જ બને છે. (૨)

જેમ એકડા વિનાનાં મીંડાની કાંઇ કિંમત હોતી નથી, તેમ સમકિત વિનાનું જ્ઞાન અને સમકિત વિનાની ક્રિયા મુક્તિ આપી શકતા નથી. તે કારણથી "જ્ઞાન ક્રિયાભ્યાં મોક્ષઃ" એમાં જે કેવળી ભગવંતોએ કહ્યું છે, કે જ્ઞાન અને ક્રિયાથી આત્મા મોક્ષ સાધી શકે છે, તે જ્ઞાન અને ક્રિયા સમકિત-

પૂર્વકનાં સમજવાં. તેથી આપણે કહી શકીએ કે જ્ઞાન અને ક્રિયા કરતાં પણ સમકિત વધારે કિંમતી છે. જે કિંમત છે તે સમકિતની જ છે. જેમ એકડો લખ્યા બાદ પાંચ મીંડાં લખીએ તો એક લાખ ગણાય છે, ને એકડો કાઢીને મીંડાં રાખીએ, તો શૂન્ય કહેવાય છે. તેમ જ્યાં સુદેવ, સુગુરુ ને સુધર્મની પિછાણરૂપી એકડો જ્યાં નથી. ત્યાં ઉન્માર્ગ આપો-આપ આવી જાય છે, તેથી તેનાં જ્ઞાન ક્રિયા નહીંવત્ ગણાય છે. ( ૩ )

અભવિ આત્મા નવપૂર્વ સુધીનું જ્ઞાન મેળવી શકે છે. છતાં તેને સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નહીં હોવાથી. તે નવ-પૂર્વના જ્ઞાનવાળા પણ એ જ્ઞાનીને અજ્ઞાની કહેવાય છે. તેની અપેક્ષાએ અષ્ટ પ્રવચન માતાનું જ માત્ર જ્ઞાન ધરાવનાર એક સામાન્ય સાધુ ભવિ હોય અને સમકિતધારી હોય, તો તેને સમ્યગ્ જ્ઞાની કહી શકાય છે, કારણ કે તેનું જ્ઞાન સમ-કિત દર્શન પૂર્વકનું છે. અહીં આ વાતથી એ બીના સ્પષ્ટ થાય છે, કે સમ્યગ્ દર્શનના અભાવે અભવિ જીવનું પૂર્વેનું ભણેલું એનું જ્ઞાન એને મુક્તિ આપવા સમર્થ થતું નથી. દશ પૂર્વ ઉપરનું જ્ઞાન ભવિ અને મુક્તિગામી જીવ જ સંપા-દન કરી શકે એ પણ ફલિતાર્થે નીકળે છે. તથા સમકિતરૂપી દલાલ જો ન હોય, તો મુક્તિનો સોદો થઇ શકતો નથી, એ પણ સ્પષ્ટ થાય છે. ( ૪ )

( ઢાળ ) જે વખતે આત્મા સમ્યક્ત્વ પામે છે, તે વખતે આત્માને એક અદ્ભૂત આનંદનો અનુભવ થાય છે. તે કારણથી હે ભગવાન ! તમારા સમકિત દર્શનનો પ્રભાવ જરૂર અજબ જ છે. ખરેખર દુનિયામાં તેની જ બલિહારી છે. અનાદિ

અનંતકાળથી ભવભ્રમણ કરતાં કરતાં જન્મ મરણનાં દુઃખો મારા જીવે ઘણાં ઘણાં સહન કર્યાં. એવી લાંબી મુસાફરીએ નીકળેલા આત્માને કોઈ વખતે ગમે તેવા કોઇ અનાર્ય દેશમાં કે હિંસક કુળમાં જન્મ થાય, ને ત્યાં કોઇ વાર એમ વિચાર થાય, કે "મારે મોક્ષે જવું છે," તો તે જીવ ત્યારથી શુક્લ પાક્ષિક થયો કહેવાય. એટલે કે જ્યાં સુધી જીવને મુક્તિની ઇચ્છા ન થાય, ત્યાં સુધી તે આત્મા કૃષ્ણ પાક્ષિક મનાય છે. કારણ કે મુક્તિનું પ્રકાશમય વાતાવરણ તેને હજી હાથ જડયું નથી. હવે જે આત્મા ઉજવળ પાક્ષિક થાય, તે મોક્ષની અભિમુખ થયો કહેવાય. પછી ભલે તે તેને મેળવવા કાંઇ પણ પ્રયાસ ન પણ કરતો હોય. જેમકે એક માણસે બે ચાર મહિને ગમે ત્યારે પણ ન્યુયોર્ક જવા નક્કી કર્યું હોય, તે હમણાં ભલે ટિકિટ ન પણ લે. તેનો એવો નિયમ છે, કે તે શુક્લ પાક્ષિક આત્મા જરૂર એક પુદ્‌ગલ પરાવર્તમાં મોક્ષે જાય જ. એજ પ્રમાણે જીવ જ્યારે સમકિત પામે, ત્યારબાદ વધારેમાં વધારે તેને અર્ધપુદ્‌ગલ પરાવર્ત ભમવાનું બાકી હોય. મોક્ષની જે આ ઇચ્છા શુકલ પક્ષીને થાય છે, તે વખતે તે કોઇપણ ધર્મમાં, કોઇપણ ક્ષેત્રમાં, કે કોઇપણ જાતિમાં રહેતો હોય તો પણ શુકલ પાક્ષિક બનવામાં તેને કાંઇ પણ વાંધો હોતો નથી, ગમે તે સ્થાનમાં તે શુકલ પાક્ષિક બની શકે છે. હિંસક કુળમાં પણ મુક્તિની ઇચ્છા થઇ શકે છે. અત્યાર સુધી આ જીવે અનંતા પુદ્‌ગલ પરાવર્તો જન્મ મરણ દ્વારા પસાર કર્યા. કોઈપણ નિમિત્તથી શુકલપક્ષી થયા બાદ, જીવનો સંસાર પરિમિત બની જાય છે, એજ એનું મહત્ત્વ છે. એ આત્મા અત્યાર સુધી કોઇપણ ધ્યેય વિના ફરતો હતો, હવે મુક્તિનું ધ્યેય નક્કી થયું. જો કે શુકલ પાક્ષિક

બનવા છતાં પણ, હજી પોતાનો કોઇ નેતા તેણે માન્યો કે સ્વીકાર્યો નથી હોતો, એટલે તે જાણતો નથી, કે મોક્ષમાં કેમ જવાય? કોણ ત્યાં સુધી લઇ જાય? એ સ્થાન કેટલે દૂર છે? એવી પૂર્ણ વિગતોથી તે હજી અજાણ છે. તે બતાવનાર હજી કોઇ તેને મળ્યું નથી. એણે માત્ર હજી ધ્યેય નક્કી કર્યું છે. પછી જીવ તેની દિશા શોધવા નિકળે છે. તેમ કરતાં કરતાં કોઇ દેવ કે ગુરુ મળી જાય છે. તેની પાસે જાણે મોક્ષની ટિકિટ રૂપ સમકિતની તે ખરીદી કરે છે. તેથી સંસાર ભ્રમણ વિશેષ ઘટ્યું, ને અર્ધપુદ્ગલ પરાવર્ત બન્યું. હવે સમ્યક્ત્વ પામ્યા બાદ કોઈ પણ એવો નિયમ નથી, કે તે અર્ધપુદ્ગલ પરાવર્ત સુધી રખડે જ. પરંતુ એ સમકિત આવ્યા પછી ચાલ્યું પણ જઇ શકે છે. પાછું આવે, પાછું જાય, જાય–આવે, એમ એક જન્મમાં પણ અનેકવાર બને. કારણકે નિમિત્તવાસી આત્મા છે. તેમાં ક્વચિત્ કોઇ આત્માને ભયંકર પાપનો ઉદય જાગે, ને અરિહંતની, કે જિનશાસનની, સિદ્ધાંત વિરુદ્ધ અપલાપ કરવા દ્વારા ભયંકર આશાતના થઈ જાય, તો અર્ધપુદ્ગલ પરાવર્ત સુધી પણ શુદ્ધ દેવ–ગુરુ–ધર્મથી તે દૂર રહી રહીને અનંતાનંત જન્મમરણો કરે, તેવા ભયંકર આશાતનાવાળા માટે જ આટલો દીર્ઘકાળ રખડવાનું બને, બાકી તો સમ્યક્ત્વ આવ્યા બાદ થોડાક ટાઇમમાં પણ મુક્તિ મળી શકે છે. (૧)

બીજો એક નિયમ એવો છે, કે અઢીદ્વીપના મનુષ્ય ક્ષેત્રમાંથી ઓછામાં ઓછા છ મહિનામાં એક જીવ મોક્ષે જાય છે. એમ થવાથી અહીંના સંસારી જીવોમાંથી એક જીવ ઓછો થયો ગણાય, જેમકે એક કંપનીમાંથી કોઇ સભ્ય શેર હોલ્ડર તરીકે રાજીનામું આપે, તો તે ઓછો થાય અને કંપની સાથે

તેનો કોઇપણ સંબંધ રહે નહીં. તેમ સંસારી જીવ સાથે સિદ્ધના જીવને કાંઇપણ સંબંધ હોતો નથી. એટલે એક આત્મા મોક્ષમાં જાય, તેની જગ્યા પુરાવી જોઇએ જ. તે સ્થાન આ રીતના નિયમથી પુરાય છે. અનાદિકાળની અનંતી સૂક્ષ્મ નિગોદ અવ્યવહાર રાશિની કહેવાય છે. તે આ પ્રમાણે છે. આંખની પાપણના કે સોયના અગ્રભાગ ઉપર અસંખ્યાતા નિગોદના ગોળા હોય છે. તેમાંના એક ગોળામાં અનંતી નિગોદ છે, અને તેવી એક નિગોદમાં અનંતા નિગોદિયા જીવો હોય છે. આવી અવ્યવહાર રાશિની સૂક્ષ્મ નિગોદ ૧૪ રાજલોકમાં ઠાંસી ઠાંસીને ભરેલી છે. ૧ ઇંચ જેટલી પણ જગ્યા ખાલી નથી. તેમાંથી જ્યારે એક જીવ ઉપર કહેલી યોજના મુજબ મોક્ષે જાય છે, ત્યારે એક આત્મા પેલી સૂક્ષ્મ નિગોદમાંથી બહાર નિકળે છે. એટલે તે ત્યારપછી વ્યવહાર રાશિનો થયો કહેવાય છે. આ નિગોદના જીવો ત્રણ શ્વાસોશ્વાસમાં (૫૨) બાવન વખત જન્મે છે અને મરે છે, એ જીવો અગ્નિથી કે તેવા શસ્ત્રથી મરતા નથી. પોતાનું આયુષ્ય પૂર્ણ થયે જ મરે છે. વ્યવહાર રાશિમાં આવ્યા બાદ તેની એકેંદ્રિયાદિમાં ગણત્રી થાય છે. એમ તેનો વ્યવહાર ચાલ્યો ગણાય છે. એટલે વ્યવહારીયા જીવોમાં કોઇપણ દિવસ કમી થવાનો પ્રસંગ ઉપસ્થિત થતો નથી. અનંતો કાળ થયા આ નિગોદ ભ્રમણના કાળમાં જીવને સમકિત મળતું નથી. (૨)

સમકિત આવે તો વિવેક આવે અને એ વિવેકદૃષ્ટિના આવ્યા વિના મિથ્યાત્વ ખસતું નથી. જ્યાં સુધી વિવેક પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી આત્માનું સાચું ભાન થઇ શકતું નથી. 'સ્વ' એટલે આત્મા અને તેનું રૂપ એ સ્વરૂપ કહેવાય.

ભગવાન નથી, પણ માત્ર તેમના આગમ અને પ્રતિમા આલંબન રૂપ છે. (૫)

આ સમકિત પામ્યા પછી એક ગુણ એવો પ્રગટ થાય છે, કે જેથી તે પોતાને સિદ્ધ ભગવાનના આત્માની સાથે સરખાવતાં અભિન્ન સ્વરુપમાં દેખે છે. એટલે ભેદભાવ વિનાનો, સરખી ઋદ્ધિવાળો, સમાન શક્તિવાળો, કાંઇપણ ન્યુનતા વિનાનો અને ચિદાનંદમય પોતાનો આત્મા અનુભવથી દેખે છે. એમ સિદ્ધ સ્વરુપને પોતાના સ્વરુપની સાથે ઓળખાવતો આત્મા કોઇ વખત ધ્યાનમાં બેસે છે, ત્યારે અભેદરંગી નિરંજન નિરાકારસ્વરુપમાં એકાકાર બની જાય છે તદ્ઉપરાંત અત્યારે પોતે ભલે શરીરવાળો, ને પૌદ્ગલિક વસ્તુઓનો સંગ કરનારો હોવા છતાં પણ, એનું સમકિત એને એમ શિખવાડે છે, કે વિનશ્વર વસ્તુઓની સંગત જો છોડી દે, કે તેની તરફ બેદરકાર રહે, તો શુદ્ધ સ્વરુપી આત્મા પોતાની સહજ સ્વાભાવિક રમણતામાં મસ્ત બની નિઃસંગતાવાળો બને. તેમ કરવાથી આપણો મોહ ઓછો થાય છે. વળી આ જડ વસ્તુઓ આત્માનું શ્રેય કરનાર નથી, એટલે તે બધું ખંડેર મકાનની જેમ મિથ્યા છે, એમ તેને હ્રદયમાં અંકિત થઇ જાય છે. આ સમકિતને જો નિર્મળ રાખવામાં આવે તો અંતર આત્મા મોહને આધિન થાય નહીં. વળી આત્મા જાગૃત પણ રહે છે. કોઇ ખરાબ નિમિત્ત મળી જાય અને મેળવેલું સમકિત મલીન ન થઇ જાય અથવા સમકિતને હારી પણ જવાનો પ્રસંગ ન બને, તે માટે તે બહુ જ સાવચેત રહે છે. સમકિતમાં એટલી તાકાત

છે, કે તેના પ્રભાવથી આત્મા જાગૃત રહે છે. જેમ દુકાનદાર ગ્રાહક સાથે વાત કરતો હોય, ત્યારે ઘરે પોતાના પુત્રને ૧૦૫ ડીગ્રી તાવ હોય, ત્યારે જીવ ઘરે હોય ને ખાલી ખોળિયું જ અહીં જાણે વાતો કરતું હોય, અથવા ૭૫ માઇલની ગતિએ કાર ચલાવતો મોટર ડ્રાઇવર કાર ચલાવતાં ચલાવતાં વાતો પણ કરે, છતાં એનું સોળે આની લક્ષ અકસ્માત (એકસીડેન્ટ) ન થાય તેની પુરતી કાળજી રાખે છે. તેમ સમકિતી આત્મા અભેદરંગી બનેલ હોવાથી, એનો અંતર આત્મા ખૂબ જ જાગૃત હોય છે, ને તેથી જ તે ખૂબ સાવચેત પણ રહે છે. (૬)

મુખ્યત્વે કરીને ચાર ગતિનો અંત લાવવા માટે સમકિત આવી જાય, તો તે જ ગુણ બીજા ગુણોને ખેંચી લાવે છે. જો માત્ર સમકિત જ પોતાની પાસે હોય તો આખો સંસાર તરવાની તેનામાં તાકાત આવે છે. એટલે જ્ઞાન, ચારિત્ર કે તપ જો સમકિત વિનાનાં હોય, અને મિથ્યાત્વી આત્મા જો તપ, સદાચાર, વિદ્યા કે કેળવણીના માટે ઘણા પ્રયત્નો કરતો હોય, તો પણ તે પ્રયત્ન સીધો મોક્ષસાધક બની શકતો નથી, અથવા ચાર ગતિનો અંત કરવા એના પ્રયત્નો સમર્થ થતાં નથી, બલ્કે કોઇ વાર સંસારવર્ધક પણ બની જાય. પણ હું તો ચારેય ગતિના ચૂરનાર એવા સમકિતની સાધના માગું છું. તેવા વિશેષ પ્રયત્ન નિમિત્તે સમકિત દર્શન ને નિર્મળ કરાવનાર એવી તીર્થયાત્રાઓ કરીને તે પવિત્ર સ્થાનો જુહારી એ ગુણની ઉપાસના કરીશ. જે સમ્યક્ત્વ મોહ રાજા પર વિજય મેળવી શકે છે, અથવા દારૂના ઘેનના જેવી ક્રોધ, માન, માયા અને લોભની ખુમારીને ઉતારવામાં જે સમકિત ચમત્કારિક કામ કરે છે, તેવું

અમૂલ્ય સમકિત નહિ મળવાના કારણે હે પ્રભુ! હું બહુ જન્મોમાં ભટક્યો, માટે જ મારે એ સમકિતની તીવ્ર આકાંક્ષા છે. (૭)

હે ભગવાન, મારું સમકિત નિર્મળ રાખજે, એટલેથી મને સંતોષ થશે, ને હું મારો મનુષ્ય જન્મ સફળ માનીશ. શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા તારા પ્રભાવથી અચળ રહે તેમ હું ઇચ્છું છું. એટલું અમૂલ્ય સાધન જો મને મળી જાય, તો આનંદનો પાર રહેશે નહિ, એટલે કે "જે મળવાનું હતું, કે જે જોઇતું હતું, તે મળી ગયું" એમ હું માનીશ. (૮)

ભવસાગરને શોષનારું એવું વીતરાગનું શાસન સમકિતના બળથી જ વિજયવંત છે. એના જ પ્રભાવથી સ્યાદ્‌વાદની અપેક્ષાઓને તથા સ્વરૂપે અને જિનકથિત અનેકાંત શૈલિવાળા આગમોના તત્ત્વ નિષ્કર્ષને યથાર્થપણે પામી શકાય છે, જે તત્ત્વજ્ઞાન ઉચિત પરિણતિરુપે પરિણમે છે, ને સમકિતને નિર્મળ રાખવામાં સહાયક બને છે. જેમ બેઉ બાજુના ત્રાજવાનો આધાર કેવળ તેની વચ્ચેની ધડી ઉપર જ હોય છે, અથવા વૈદ્યરાજ કે ઉત્તમ ચિકિત્સક નાડીથી જ રોગાદિને પરખી શકે છે, તેમ બધાય ધર્મોના આધાર કે મૂળ આ સમકિત દર્શન જ છે એ સમકિત સહિતનું આગમ વાંચન ઇંદ્રિયોને જીતનારા આત્માઓને અથવા કર્તાને એવી શક્તિ આપો કે જેથી નિઃસંગતાવાળો પૂર્ણાનંદ પ્રાપ્ત થાય. (૯)

કાવ્યાર્થ મંત્રાર્થ પૂર્વવત્

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં ષષ્ઠં શ્રી દર્શનપદ પૂજા સંપૂર્ણ. ॥

  

# સપ્તમપદે શ્રી જ્ઞાનપદ પૂજા.

: દુહા :

*ભેદ છે સમ્યગ્ જ્ઞાનના, પાંચ એકાવન જાણ,*
*પ્રથમ જ્ઞાન પછી દયા, દશવૈકાલિક વાણ. (૧)*
*કોડો વર્ષે જ્ઞાનહીન, ન ટાળી શકે જેહ,*
*જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કર્મ ખપાવે તેહ. (૨)*

: ઢાળ : ( રાગઃ– અખિયનમેં અવિકારા )

નયન વિવેક ઉઘાડયા, જિણંદા મારા, નયન વિવેક ઉઘાડયા. ( આંકણી. ) નિગોદ ઇગ વિગલમાં જાણું, ગુણઠાણે મિથ્યા ઠાયા, જ્ઞાન દશા વળી ત્યાં નહીં આવે, દુઃખમાં કાલ ગમાયા. જિણંદા૦ ( ૧ ) જ્ઞાનાવરણી મેં બહુ બાંધ્યાં, આંખ છતે અંધકારા; આતમ તેજ બહુ અવરાયું, દુઃખ સહ્યાં ભયકારા. જિણંદા૦ (૨) આવરણ જ્ઞાનનું પાટા સરીખું, ક્ષયોપશમ હું ધારું; અજ્ઞાન મિથ્યા માર્ગે રાખે, દુઃખ ચકડોળ વધારૂં. જિણંદા૦ (૩) ક્રિયા દેશ આરાધક ભાખી, સર્વ આરાધક જ્ઞાન; ક્રિયા જ્ઞાન વિનાની જાણો, લૂણ વિનાનું ધાન. જિણંદા૦ (૪) કાદવ કીડા ત્યાં સુખ માને, અજ્ઞાની તેમ રસિયા; પણ જ્ઞાની તો જ્ઞાન આનંદે, માને રાજહંસ વસિયા. જિણંદા૦ (૫) ક્ષીર નીરને હંસ વિવેકે, તેમ જ્ઞાની પુણ્ય ને પાપ; સમકિતને પણ શુદ્ધ જે રાખે, સમજાવે આપોઆપ. જિણંદા૦ (૬)

દુઃષમકાલે પ્રતિમા જિનાગમ, અપ્રતિમ ઉપકારા; જ્ઞાન
દશા વળી જાગતી જેની, ચરણ ક્રિયા તેના સારા.
જિણંદા (૭) મહત્ત્વ જ્ઞાનનું વિશ્વે જોજો, કેવળી
જ્યોત પ્રકારા; શરણું લહીએ એ જ્ઞાનીનું હરે જે દોષ
વિકારા. જિણંદા૦ (૮) વિવેકલોચનથી જ્ઞાન પગ-
થીએ, ચડી ગુણઠાણા સારા; અક્ષય આનંદ લહે
જિતેન્દ્ર, જળહળ જ્યોતના ધારા. જિણંદા૦ (૯)

: કાવ્યમ્ : અર્હદ્ધર્મ૦

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરુષાય શ્રી જ્ઞાનપદ
સંશોભિત શ્રીસિદ્ધચક્રાય જલાદિકં યજામહે સ્વાહા.
ઇતિ શ્રી નવપદપૂજાયાં સપ્તમ શ્રી જ્ઞાનપદ પૂજા સંપૂર્ણ. ॥ ૭ ॥

## ભાવાર્થ

(દુહા) આ સાતમી પૂજામાં સમ્યગ્જ્ઞાનનું સ્વરુપ બતાવવામાં આવ્યું છે. વિસ્તારથી તેના એકાવન ભેદો થાય છે. મુખ્ય ભેદો તો માત્ર પાંચ છે, તે આ પ્રમાણે છે. (૧) મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન (૩) અવધિજ્ઞાન (૪) મનઃ પર્યવજ્ઞાન અને (૫) કેવળજ્ઞાન. ૪૫ આગમો પૈકીના દશવૈકાલિક નામના એક આગમ ગ્રંથમાં એમ ફરમાવ્યું છે, કે "પઢમં નાણં તઓ દયા" જો જ્ઞાન મેળવેલ આત્મા ચારિત્ર પાળે તો તે જીવદયાનું પાલન સારું કરી શકે. એટલે પહેલાં જ્ઞાન અને પછી દયા પાળવાનું સંભવી શકે છે. જ્ઞાન વિના જીવ દયા કેમ પાળી શકે? જ્ઞાન એ દયાનું મૂળ છે. જૈન દર્શનનો આ મૂળ સિદ્ધાંત છે. જો કે આપણે દુનિયામાં દેખીએ છીએ, કે જ્ઞાન

વિનાનો મનુષ્ય પશુ સમાન ગણાય છે. દેખાવમાં ભલે માનવ હોય, તો પણ તેની અજ્ઞાનતાના લક્ષણો દેખતાં તે પશુ જેવો જ દેખાય છે. મનુષ્યની ઉત્તમતાને દેખવાને બદલે પશુની અધમવૃત્તિ તેનામાં દેખાય છે. આખા મનુષ્ય ભવને દીપાવનાર એક જ્ઞાન જ છે. સમ્યગ્જ્ઞાન જેને ન મળ્યું હોય, તેવા મૂર્ખ માણુસની સરખામણી ગધેડા સાથે કરવામાં આવી છે, આ ભવ તો જ્ઞાનથી જ દીપાવવો જોઇએ. એ જ્ઞાન શું ચીજ છે, તેનું વર્ણન આ પૂજામાં કરવામાં આવે છે. દર્શન પદની પૂજામાં જે જણાવ્યું છે, કે જ્ઞાન પણ બોજા સમાન છે, તે આ સમ્યગ્ જ્ઞાન નહીં. સમ્યગ્દર્શનપૂર્વકના જ્ઞાનને જ સમ્યગ્જ્ઞાન કહી શકાય છે. ગધેડાની ઉપર ચંદનનો ભાર હોય, તે ચંદનની સુગંધનો લાભ તે ગધેડો લઇ શકતો નથી. તેમ મનુષ્ય ભવની સાચી આરાધનારુપ સુગંધિદાર જ્ઞાન જેમાં ન હોય તેવો મૂર્ખ માણુસ સાચા મર્મને જાણી શકતો નથી. જો જ્ઞાન ભણ્યો ન હોય, તો તે માણુસને જીવદયા કેમ પાળવી, શા માટે પાળવી, ધર્મ શા માટે કરવો, તેની તેને સમજ પડતી નથી. મનુષ્ય જો જીવદયા ન પાળે તો તે માણુસ (માનવ) દાનવ જેવો બને છે. આવું જે જ્ઞાનનું સ્વરુપ કહ્યું છે, તે સમકિત રહિત આત્માની વિદ્યાઓથી ભિન્ન છે. જ્યાં સમકિત નથી ત્યાં ગમે તેટલી વિદ્યા, કેળવણી કે જ્ઞાન—અજ્ઞાન રુપ જ બની જાય છે. (૧)

ઉપરની વાતને પુષ્ટ કરવા માટે એક શાસ્ત્રીય ઉદાહરણ અહીં આપવામાં આવ્યું છે, કે સમ્યગ્જ્ઞાન મેળવ્યા વિના (એટલે કે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન વિનાની વ્યકિત) કોઇ સાધુ કે શ્રાવક ક્રોડો વર્ષો સુધી ચારિત્ર—વ્રત, તપ, જપ,

અને બીજી બધી ક્રિયાઓ જે જે કરે, ને કહેવડાવે કે 'હું આરાધક છું,' તો તે સમ્યગ્જ્ઞાન વિનાનો હોવાથી વિરાધનાઓથી બચી શકતો નથી. તે જેટલાં કર્મો ઘણાં પરિશ્રમ બાદ ખપાવી શકે, તેટલાં કર્મોનો નાશ સમ્યગ્દર્શનવાળો જ્ઞાની આત્મા ભગવાનના વચનોમાં શ્રધ્ધા રાખનાર હોવાથી એક શ્વાસોશ્વાસમાં પણ ક્ષણ માત્રમાં કરી શકે છે. જેમ મજુર કે નોકર વર્ષો સુધીમાં સો કે હજાર પણ ભેગા કરી શકતો નથી, ત્યારે પુણ્યવાન ટેલીફોનથી ધંધો કરનાર પેઢી પર બેઠા બેઠા હજારો કમાઇ શકે છે, તેમ જે વર્ષોની મહેનતે અજ્ઞાની કર્મક્ષયનો લાભ ન મેળવી શકે, તે લાભ જ્ઞાની શ્વાસોશ્વાસમાં પણ મેળવી શકે છે. એટલું અપાર માહાત્મ્ય આ સમ્યગ્જ્ઞાનનું છે. ( ૨ )

(ઢાળ) આ પૂજામાં સમ્યગ્જ્ઞાનનું સ્વરુપ સમજાવવામાં આવ્યું છે. જ્ઞાન એ એક એવી વસ્તુ છે, કે દુનિયામાં તેના વિના કોઇનુંય ચાલતું નથી. પૈસો ઓછો હોય અથવા વધારે હોય. ધનની વધઘટ થવાથી માણસની કિંમતમાં ફેરફાર થાય છે, તેથી જ ગરીબ માણસના કોઇ ભાવ પૂછતું નથી. તેવીજ રીતે જ્ઞાન, સમજણ, બુદ્ધિ કે હોંશિયારી માણસમાં જો ન હોય, તો....તેની કિંમત કોડિની જ ગણાય છે. ધનિક જે બોલે તે થાય છે. તેજ પ્રમાણે સંસાર સમુદ્રને તરવા માટે જ્ઞાનની ખૂબ જરૂરીઆત છે, તે જ્ઞાન સમ્યગ્જ્ઞાન છે, અથવા ભગવાને સમવસરણમાં પ્રરુપેલું જ્ઞાન છે, માટે તે મહત્ત્વનું છે. તે પણ સમકિત સહિતનું હોય, તેજ જ્ઞાન મુક્તિએ પહોચાડી શકે છે. જેમ રૂપિયાની નોટના પૈસા લોક ચુકાવી આપે

છે, કારણ કે તેમાં સરકારની મહોર છાપેલી હોય છે. સરકાર પર સૌને પૂર્ણ વિશ્વાસ છે. તેમ આ જ્ઞાન માટે છે. એ જ્ઞાનથી આપણી વિવેક બુદ્ધિ જાગે છે, વિવેકવાન માણસની કિંમત સર્વત્ર અંકાય છે, એટલે વિવેક દૃષ્ટિ આવ્યા પછી, માણસના વિચાર અને વર્તનમાં ઘણો જ સુધારો થઈ જાય. છે. તે કારણથી અહીં એમ કહેવામાં આવ્યું છે, કે જિનોક્ત જ્ઞાન મળવાથી મારાં વિવેક ચક્ષુ ખુલી ગયાં. માણસને બે આંખો તો હોય છે, પણ સાથે જો ત્રીજું વિવેક ચક્ષુ પ્રગટ થઈ જાય, તો એની માનવ તરીકેની મુસાફરી સફળ થઈ જાય. હે ભગવાન ! આપની આગમવાણીનું જ્ઞાન મળ્યા પછી ખરેખર અમારાં વિવેક નયન ઉઘડી ગયાં છે. તેથી અમે હવે સાચેસાચ દેખતા બન્યા છીએ. મિથ્યાત્વ હતું ત્યારે અંધકારમાં ભટકતા હતા. હવે સન્માર્ગ મળ્યો. **આ જ્ઞાન એ અમારી આંખ છે.** તેની સવિસ્તર વિગત આ પ્રમાણે છે. સહુથી પહેલાં નિગોદના ભવમાં મિથ્યાત્વ ગુણઠાણું-હતું, તથા બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિયના ભવોમાં પણ મિથ્યાત્વ જ હતું. જો કે તેઇંદ્રિય સુધી આંખ તો નજ હતી. ચૌરેંદ્રિયમાં આંખ સાંપડી. તો પણ ચૌરેંદ્રિય જીવોને વિચારવા માટે મન ન હોવાથી એ બધી ગતિઓમાં વિવેક ચક્ષુની પ્રાપ્તિ શક્ય જ બનતી નથી. વિવેક વિરતિને લાવનાર હોવાથી તેને જ્ઞાનનું ફળ કહેવાય છે. વિવેકમાંથી સજ્જનતા પ્રગટે છે. વિવેકમાં માનવતા રહેલી છે. જ્ઞાન અને વિવેક એ બે વસ્તુઓ જૂદી છે. સાર–અસાર જોવાની તાકાતને વિવેક કહેવાય છે. એવો વિવેક આવી હલકી ગતિઓમાં ક્યાંથી સંભવી શકે ? એટલે આ ક્ષુદ્ર જંતુઓના ભવમાં અનંતો કાલ રહીને મિથ્યાત્વ અને

અજ્ઞાન દશામાં મેં અનંતા દુઃખો સહન કર્યાં છે. વિવેક વિનાનો તો અનંતો કાલ નકામો ગયો. અહીં નિગોદ એકેંદ્રિયજ હોય છે, છતાં જૂદી બતાવેલ છે. કારણ કે પૃથ્વી-પાણી ને આપણે એકેંદ્રિય કહી શકીએ, પરંતુ તેને નિગોદ કહેતા નથી. માટે અગાઉ જે નિગોદ બતાવી ગયા, તે જૂદી વસ્તુ છે. બેઇંદ્રિય, તેઇંદ્રિય ને ચઉરેંદ્રિય એ ત્રણને ભેગું એક નામ અપાય છે, તે વિકલેંદ્રિય છે. તે નથી જઘન્ય એકેંદ્રિયમાં, કે નથી તો પૂરા પંચેંદ્રિયમાં, એટલે તે પણ જૂદા બતાવ્યા છે. ( ૧ )

અજ્ઞાનતાને કારણે અનેક ગતિઓમાં મારા આત્માએ ઘણી વખત જ્ઞાનની આશાતનાઓ કરવા દ્વારા ઘણાં જ્ઞાનાવરણીય કર્મો બાંધ્યાં છે. જેમ નેપાળાનો (એક ઔષધિનું નામ) સ્વભાવજ એવો હોય છે, કે તેની એક રાઇ જેવડી ગોળી ખાવાથી પણ દશ-વીશ ઝાડા થઇ જાય છે. (કારણ કે એ દવાનો ગુણ જુલાબ કરવાનો છે.) તેમ ચોપડી-પુસ્તક કે કાગળને બાળવાથી કે થુંક લગાડવાથી, તેના ઉપર બેસવાથી આપણને જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે. તેના પરિણામે મૂર્ખ થવાય, ગાંડા બનાય, મુંગા બનાય કે જીભ તોતડાય, એવા અનેક દુઃખો આપણને સહન કરવાં પડે. એવું પણ બને કે આંખ હોવા છતાં અને તે પણ ઉઘાડી હોવા છતાં, સમ્યગ્જ્ઞાનના અભાવે માણસને કાંઇ પણ સમજણ પડતી નથી, કે હું જ્ઞાનાવરણીય કર્મ બાંધી રહ્યો છું, અથવા મનુષ્ય ભવમાં કરવા યોગ્ય આત્મ સાધન ન કરે, તો પણ એનું એને દુઃખ ન થાય કે "મારો સમય નકામો બરબાદ થઇ રહ્યો છે વિગેરે" એટલે કિંકર્તવ્યમૂઢ બનીને વ્યસનોમાં મસ્ત બનીને મિથ્યાત્વ રૂપી અંધકારમાં તે અટવાયા કરે છે. એ કારણથી મનુષ્ય થએલા

પણ શા કામના? છતી આંખે ને ઉઘાડી આંખે પોતાનું શ્રેય શાથી થશે, તેની જેને ગમ પડતી નથી. હિંસાઓ કરવાથી મારા મરણો વધશે, અથવા અસત્ય બોલી–ચોરી કરી–મારું નામ હું જ બદનામ કરી રહ્યો છું, કે મારા પર લોક અવિશ્વાસ કરશે, એવી જેને વિચારણા જ આવતી નથી, માટેજ "આંખ છતે અંધારા" કહી શકાય. તેને કોઇ માર્ગ સૂઝતો નથી. તેથી તેનો ઉદ્ધાર થઇ શકતો નથી. પોતાનું આત્મજ્ઞાન અથવા આત્માનું જ્ઞાન રૂપી તેજ ઢંકાઇ જાય છે, એજ એનું અજ્ઞાન છે. ચોમાસાની ઋતુમાં જેમ વાદળોથી સૂર્ય ઢંકાઇ જતો હોવાથી તેનો પ્રકાશ પૃથ્વી પર પડતો નથી, તેવી રીતે પશુ ગતિમાં, મૂર્ખ મનુષ્યભવમાં અથવા અનાર્ય માનવ જન્મમાં હિંસા વિગેરે ઘણા પાપો કરીને દુર્ગતિમા જવાય છે. તેમાં પણ અજ્ઞાનતાજ મૂખ્ય કારણભૂત છે. જો અજ્ઞાન ન હોય અથવા સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થયું હોય, તો ભયંકર દુઃખોવાળા ભાવિનું સર્જન થાય નહિ. (૨)

દુનિયામાં દરેક વસ્તુનો કોઇ ને કોઇ સ્વભાવ હોય છે. દાખલા તરીકે લીંબુ ખાટું, મરચું તીખું, અને પાણી ઠંડું હોય છે, તેમ આ જ્ઞાનાવરણીય કર્મનો સ્વભાવ આંખ ઉપર પાટા બાંધીએ તો દેખાય નહીં તેવો છે. જ્ઞાન એ આત્માનો ગુણ છે, અને તે પ્રકાશમાન છે. જીવોનું જ્ઞાન એવા પ્રકારનું હોય છે, કે ઘડીમાં ભૂલી જાય અને ઘડીમાં યાદ આવે. જ્ઞાનનો ગુણ થોડો ઢંકાઇ જાય એટલે ભણેલું પણ ભૂલી જાય અને થોડો ગુણ સ્પષ્ટ ખુલ્લો રહે ત્યારે યાદ આવે, તેને ક્ષાયો- પશમિક જ્ઞાન કહેવાય છે. કર્મોમાં થોડો ક્ષય અને થોડો ઉપશમ બેઉ કાર્ય થાય, તેથી જ્ઞાનનો ક્ષયોપશમ થયો

કહેવાય છે. એથીજ આપણે ગાથા ગોખવાની મહેનત કરીએ, ને જેમ જેમ ગોખીએ તેમ તેમ કર્મોનો નાશ થતો જાય ને બીજાં થોડાં કર્મો દબાતા જાય ત્યારે તે ગાથા આવડે છે, યાદ રહે છે, ને સ્મરણમાં લાવી શકીએ છીએ. તેથી આપણે એમ કહીએ, કે જ્ઞાનનો ક્ષયોપશમ થવાથી આટલી ગાથા આવડી. વળી આપણને જે દુઃખ થાય છે, તેમાં મુખ્ય કારણ આપણામાં રહેલી પૂર્વ કર્મોની સર્જેલી અજ્ઞાનતાજ છે. દુનિયામાં આપણે જોઈ શકીએ છીએ, કે પોતાની અજ્ઞાનતાના કારણે મૂર્ખ માણસ જ્યાં જાય છે, ત્યાં લોકોના ધક્કા ખાય છે. જો તે હોંશિયાર હોય, ડાહ્યા માણસ જેવું સારું કામ કરી બતાવે તો તેને દુઃખી થવાનો અવસર આવે નહીં. મૂર્ખતાને લીધે કોઇ તેને નોકરીએ પણ રાખતા નથી. તેજ બીના અહીં કહેવામાં આવી છે, કે આપણી અજ્ઞાનતા આપણને સારા માર્ગે જવા દેતી નથી, તે સન્માર્ગે જતાં આપણને રોકે છે, ને તે અજ્ઞાનતા તેને પાપ કરાવે છે, પાપની પ્રેરણા આપે છે, ને તે પાપ આત્માને દુર્ગતિમાં ખેંચી જાય છે. તેથી સમ્યગ્‌જ્ઞાન મેળવવાની ખાસ જરૂરત છે. (૩)

મનુષ્ય માટે વિચાર અને વર્તન એ બે મહત્ત્વની વસ્તુ છે. એટલે સિદ્ધાંતની પરિભાષામાં કહીએ, તો સમજણ, ડહાપણ કે બુદ્ધિ ને જ્ઞાન અને વર્તન, ક્રિયા અથવા આચારને ક્રિયા કહેવાય છે. તેમાં સારી અને શુદ્ધ મોક્ષસાધક ક્રિયાને સમ્યક્‌ક્રિયા તથા પવિત્ર જિનોક્ત વિચારોને સમ્યગ્‌જ્ઞાન કહેવાય છે. તે હિસાબે ક્રિયા અને જ્ઞાન એ બન્નેનું મહત્ત્વ હોવા છતાં પણ, બેમાં કોની કિંમત વધારે આંકવી તે વિચારણીય પ્રશ્ન ઉભો થાય છે. ચારિત્ર ક્રિયા સ્વરુપ છે. ત્યારે

જ્ઞાન એ જ્ઞાનસ્વરુપ છે. એ બેમાં જો સરખામણી કરવામાં આવે તો જૈન શાસનની માન્યતા અનુસાર એમ કહી શકાય, કે મુક્તિની આરાધના સર્વાંગરૂપે જ્ઞાન કરાવી શકે છે. તેટલી તાકાત ક્રિયામાં નથી હોતી. એટલે ક્રિયામાં અલ્પ આરાધક પણું માનવામાં આવ્યું છે. જ્ઞાન વિનાની ક્રિયા લગભગ નકામી જેવી બને છે, અને જ્ઞાનની ક્રિયા થોડી પણ હોય છતાં તેનું અંતર જાગ્રત હોય, તો મોક્ષની સર્વાંગીણ આરાધના આત્મા જ્ઞાનયોગના આલંબનથી કરી શકે છે. એના ઉપરથી એ સિદ્ધ થાય છે, કે જ્ઞાન સર્વ આરાધક છે, અને ક્રિયા દેશ આરાધક છે. જેવી રીતે રસોઇમાં મીઠું ન નાખ્યું હોય, તો આપણને રસોઇ ભાવતી નથી. હવે તેમાં શાક, દાળ, ભાત, રોટલી વિગેરેનું વજન વધારે હોય છે અને તેને હિસાબે તેમાં નખાતું મીઠું બહુ જ થોડું હોય તો પણ થોડુંક મીઠું નાંખવાથી બધી વસ્તુઓ સ્વાદિષ્ટ બની જાય છે. તેવી રીતે તપ, જપ, ચારિત્ર, સ્વાધ્યાય વિગેરે આચારણાઓમાં જો જ્ઞાન ન હોય, તો તે તે ક્રિયાઓમાં રસ પેદા થતો નથી. તેજ કારણથી એમ કહેવાય છે, કે સમ્યગ્જ્ઞાન મેળવ્યા વિના વર્ષો સુધી કરેલી ક્રિયાઓ પણ મુક્તિ આપી શકતી નથી. ત્યારે જ્ઞાનપૂર્વકની થોડી પણ ક્રિયા કરે તો તે બહુ ફળદાયી બને છે, અને તે ક્રિયા મોક્ષ પણ અપાવી શકે છે. (૪)

જેવી રીતે ગંદવાડ અને એંઠવાડ પડયો હોય અને તેવે ઠેકાણે જે કીડા–મચ્છર વિગેરે ઉત્પન્ન થાય છે, તે કીડાઓને જો ત્યાંથી ખસેડીને સારી જગ્યાએ મૂકવામાં આવે તો તે ત્યાં જીવી શકતા નથી. એટલે એ ગંદા પાણીમાં ઉત્પન્ન થયા હોય, ને ગંદવાડમાં ઉછર્યા હોય, અથવા તેવા કાદવમાં ને કાદવમાં જ જ્યાં

મોટા થયા હોય, ત્યાંજ તેઓ સુખ માને છે તથા મરે ત્યાં સુધી ત્યાંજ રહેવા માંગે છે. તેવી રીતે અજ્ઞાની માણસોને પોતાના જેવા અભણ અને મૂર્ખ માણસોના સમાજમાં જ આનંદ આવે છે. તેઓ સારા, શાણા, સમજુ અને ભણેલા માણસની સોબત ઇચ્છતા નથી. તેથી આપણે એમ કહી શકીએ, કે જ્ઞાન મેળવ્યા વિના આત્માનો ઉદ્ધાર થઇ શકતો જ નથી. એજ કારણથી અજ્ઞાનીને જેમ અજ્ઞાન ગમે છે, તેમ સમજુ જ્ઞાની આત્માઓને જ્ઞાનમાંજ આનંદ આવે છે. જેવી રીતે માનસરોવર ઉપર જે રાજહંસો રહે છે, તે ત્યાંનો ઉંચો આનંદ મેળવે છે. અહીં–રાજહંસની જ્ઞાનીઓની સાથે ઉપમાં આપવામાં આવી છે. હંસનો એવો સ્વભાવ હોય છે, કે દૂધ અને પાણી ભેગાં કરેલાં હોય તો તેમાંથી દૂધ દૂધ પી જાય અને પાણી બાકી રહેવા દે, એવો એની ચાંચમાં ગુણ હોય છે. તેવી રીતે જ્ઞાની પુરુષો દુ:ખમય સંસારમાં રહેવા છતાં અસાર ચીજોને ત્યાગી દે છે, અને આધ્યાત્મિક આનંદમાં મસ્ત રહી સમય સફળ કરે છે, એટલું જ નહીં પણ તેઓ એમ માને છે, કે દેવ ગતિના વૈભવો કરતાં પણ અમારું સુખ અધિક છે. (૫)

જેમ હંસ દૂધ અને પાણીને જુદા પાડી શકે છે, તેમ જ્ઞાન મેળવ્યા બાદ વિવેકવાન આત્મામાં એવી શક્તિ પેદા થાય છે, કે પુણ્ય અને પાપની વહેંચણી કરી શકે છે. જ્ઞાન નથી હોતું, તેવાઓ પોતાના અજ્ઞાનને કારણે એમ કહે છે, કે, ‘અમે પાપ માનતા નથી,’ ‘હિંસા કરવામાં, અસત્ય બોલવામાં શાનું પાપ લાગે? પાપ પાપ બતાડીને ધર્મ-શાસ્ત્રોએ લોકોને ડરપોક બનાવી દીધા વિગેરે...’ એવું જે

બોલે છે, તેમાં જ્ઞાન હોય તો તે બોલે જ નહીં. જ્ઞાન મેળવ્યા પછી તેને પચાવે ત્યારે વિવેક નયન ઉઘડે. વિવેકી બન્યા બાદ પુણ્ય પાપના અલગ કારણો અને પરિણામ જાણી શકે. આવો જ્ઞાન મુલક વિવેક સમ્યક્ત્વનું રક્ષણ કરનાર બને છે. એ વિવેક આત્માને આપોઆપ સમજણ આપે છે, કે આ મિથ્યાત્વ મિશ્રિત નિમિત્તોના સંસર્ગથી હે ચેતન! તારું સમકિત મલિન થઇ જશે, અથવા સમકિત હારી જવાનો પણ પ્રસંગ આવે એ હેતુથી એમ કહી શકાય કે કેટલીક અપેક્ષાએ દર્શન જ્ઞાનને સાચવે છે, તો કેટલીક અપેક્ષાએ જ્ઞાન દર્શનને પણ સુરક્ષિત રાખે છે. સમકિતને શુધ્ધ રાખવાનું કામ જ્ઞાનનું જ છે. જો જ્ઞાન હોય નહીં, તો મેળવેલા દર્શનને સાચવવું બહુજ મુશ્કેલ બની જાય. જેમ લોટરીમાં કોઇ નોકરને લાખ રૂપિયા મળી જાય, પણ તે રકમ તિજોરી, સેફ ડિપોઝીટ કે મકાન વિના સુરક્ષિત કેવી રીતે રહી શકે? વળી કપડું ધોએલું તો હોય, પણ તે મેલું ન થાય તેની ખૂબ કાળજી તો રાખવી જ પડે. તેમ અનંતા કાળે મહાપુણ્યે મેળવેલું સમકિત ચાલ્યું જાય, તેને માટે જ્ઞાનયોગને બહુ જ મજબૂત સાચવી રાખવો પડે. એટલે જ્ઞાન જ્ઞાનનો વિકાસ કરે છે, દર્શનને પુષ્ટિ આપે છે, ને આપોઆપ મોક્ષ માર્ગમાં સ્થિર રાખવાની ચેતના આપતું રહે છે. (૬)

ભગવાન મહાવીરદેવના મોક્ષગમન લગભગમાં ચોથો આરો સમાપ્ત થયો. એવો રિવાજ છે, કે એક કાળચક્રના ઉત્સર્પિણી અને અવસર્પિણી એ બે નામના દશ-દશ કોડાકોડી સાગરોપમના વિભાગ પડે છે. એવા અનંતા કાળચક્રો આપણે નિગોદ અવસ્થામાં પસાર કર્યા. આ ચાલુ કાળ

પર ભગવંતે વિજય મેળવ્યો, એવું આપણે કેમ કહેતા નથી? એ બધું એજ દેખાડે છે, કે જ્ઞાનાવરણીયનો વિજય થયો. આ બધી વસ્તુ જ્ઞાનનું જ મહત્ત્વ બતાવનાર છે. તે પદ્ધતિ અનુસાર આજે પણ લોકમાં ભણેલા બેરીસ્ટર, ડબલ બી. એ, ડૉકટર, આઇ. સી. એસ ની ડીગ્રીઓવાળાને વધારે સારા પગારો મળે છે. સુપ્રીમ કોર્ટના જજો બહુ વિદ્વાન હોય છે, તેઓનું માન આટલું થાય છે, તેમાં કેળવણીનું જ મહત્ત્વ છે. તેમ આત્માને હિતકર ને મોક્ષસાધક સમ્યગ્જ્ઞાનનું મહત્ત્વ અહીં ગણવામાં આવ્યું છે, દુનિયામાં જે જે જ્ઞાનના પ્રકારો જોવામાં આવે છે, તે બધાય કેવળજ્ઞાન રુપી સૂર્યના કિરણો જ છે. માટે એવા મહાજ્ઞાનીનું આપણે શરણું લઇએ, તો આપણામાં રહેલા દોષો અને વિકારો નાશ પામે. આપણા દોષોને હટાવવા અને આત્માને વિશુદ્ધ બનાવવા જ્ઞાનીઓનું આલંબન આપણા શ્રેય માટે જ છે. (૮)

વિવેક લોચન આવવાથી આપણે જ્ઞાનરૂપી પગથીઆ ચડવાનું શિખીએ છીએ, એના દ્વારા ગુણઠાણાંઓનો ક્રમ આપણે પ્રાપ્ત કરીએ. એમ ચોથું, છઠ્ઠું, સાતમું યાવત્ તેરમું ગુણઠાણું મેળવતાં કેવળજ્ઞાનની આત્માની સર્વશ્રેષ્ઠ કળાઓને પામીએ એવી આપણે આશા રાખીએ. એ તેરમા ગુણઠાણે પહોંચેલા કેવળજ્ઞાનીઓનો આત્મિક આનંદ કદી ક્ષય ન થાય તેવો હોય છે. કર્તા પણ તેવી જળહળતી જ્ઞાન જ્યોતિની ધારા અદ્દ્ય આનંદની લહેરીઓ ચાહે છે. તેથી હે ભગવાન્! આપના એ સમ્યગ્જ્ઞાનથી વિવેક ને વિવેકથી કેવળજ્ઞાન સુધીના શૃંખલાબંધ સાધનોથી સાધ્યની સિદ્ધિ જરૂર થશે. (૯)

કાવ્યાર્થ મંત્રાર્થ પૂર્વવત

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં સપ્તમ શ્રી જ્ઞાનપદ પૂજા સંપૂર્ણ. ॥ ૭ ॥

# અષ્ટમ પદે શ્રી ચારિત્ર પદ પૂજા

: દુહા :

*ચારિત્ર પદ જે આઠમું, પાળે તે ગુણવંત;*
*ચઢતે રંગે દીપતા, સંયમ શ્રેણિ લહંત. (૧)*
*અંધ અપંગ ઇષ્ટ ઠામ લે, જ્ઞાન ક્રિયા તેમ જાણ;*
*જ્ઞાનનું ફળ વ્રત કહ્યું, શ્રી જિનવચન સુજાણ. (૨)*
*ચારિત્ર વિણ કલ્યાણ નહીં, ચારિત્ર પરમ આધાર;*
*તે ચારિત્ર ગુણ નિત નમું, ચારિત્ર તારણ હાર (૩)*

ઢાળ ( રાગ : સાંભળજો મુનિ સંયમ રાગે.)

ભાવ થકી મુનિ સંયમ સાધે, શ્રેષ્ઠ શાંત રસ ઝીલે રે. (આંકણી) પૂર્વ ભવોનું કર્મનું દેવું, નજરે નિરખે ભારી રે; ભવ અનંતે અવસર મળીયો, મળે નહીં ફરી વારી રે. ભાવ. (૧) અકામ નિર્જરા કરતો આવ્યો, વળી સકામતા નવિ ભાવી રે; પરવશ દુઃખો ચેતન સહતો, સ્વવશતા હવે આવી રે. ભાવ. (૨) પરમ સંવેગ વૈરાગે ભરીઓ, મોટો દરિયો તરવો રે; ધર્મ સુકાની જિનવર મળીયા, શમ તરંગ મન ધરવો રે. (૩) અરિહા સંયમ લેવે તબ, મનઃપર્યવ જ્ઞાન ભાળે રે; ચક્રવર્તી પણ છ ખંડ ત્યાગી, ચારિત્ર રંગે મ્હાલે રે. ભાવ (૪) અલ્પાગમ જો ઉગ્ર વિહારી, કાયક્લેશ તસ જાણો રે; ગીતારથ બહુ શ્રુતનું શરણું, ક્રિયા જ્ઞાનથી માનો રે. ભાવ. (૫) ચારિત્રધરનિત

નવનવું ભણતા, જ્ઞાન ગુણે કરી વિલસે રે; જ્ઞાન ક્રિયાથી ચારિત્ર ઉજળું, અધ્યવસાયે રહે ઉંચે રે. ભાવ. (૬) સત્તર ભેદ ને સીત્તેર જાણે, અડ પ્રવચન તે પાળી રે; ક્ષાંત્યાદિક યતિ ધર્મ ઉજાળી, ભાવના ભાવું નિરાળી રે. ભાવ. (૭) પરીષહ સહી આહાર શુદ્ધિથી, સ્વગુણ આસ્વાદ ને પામી રે; ચારિત્ર સાથે તપ ગુણ ઓપું, મળે સુવર્ણ સુગંધિ રે. ભાવ. (૮) ગૌતમ ગણધર ચારિત્ર શુધ્ધે, સકલ ગુણ ગણને પાવે રે; જીવન જિતેન્દ્રનું એવું કરજો, ચારિત્ર ધર્મ દિપાવે રે. ભાવ. (૯)

: કાવ્યમ્: અર્હદ્ધર્મ૦

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ. શ્રી ચારિત્રપદ સંશોભિત શ્રીસિદ્ધચક્રાય જલાદિકં યજામહે સ્વાહા.

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં અષ્ટમ ચારિત્ર પદ પૂજા સંપૂર્ણ. ૮ ॥

## ભાવાર્થ

(દુહા) શ્રી સિદ્ધચક્રજીના આરાધનમાં જ્ઞાન પદ પછી આઠમે પદે ચારિત્ર પદ આવે છે. તેને ઉલ્લાસ પૂર્વક આરાધવાવાળા આત્માઓ ગુણ ગરિષ્ઠ છે, એટલે ગુણો પ્રાપ્ત થતાં જાય, તેમ તેમ ચારિત્ર નિર્મળ ને વિશુદ્ધ બનતું જાય. એનો એ અર્થ થયો, કે ગુણ પ્રાપ્તિ વિના ઉંચા ચારિત્રનું પાલન શક્ય જ નથી. ઢોંગી ને દંભી હોય તેઓ "હાથીના દાંત દેખાડવાના જૂદાં ને ચાવવાના જૂદાં" એ ન્યાયે ગુણ આવ્યા વિના ઉંચું ચારિત્ર પાળવાની રોળ કરે છે. એવાઓ શાસનની

પ્રભાવના કરી શકતા નથી. ક્રોધી તપસ્વી ને જેમ ફળ મળતુ નથી, તેમ ઢોંગી ચારિત્રધર ને પણ ફળ મળી શકતું નથી. માટેજ કહેવાય છે, કે ગુણવાન સંયમી આત્મા સમતાભાવ, ગંભીરતા, વિશ્વવાત્સલ્ય, વ્યાપક મૈત્રી આદિ ભાવનાઓથી વાસિત બનતો જાય છે. એટલે ચઢતા રંગમાં, કે ઉલ્લસિત ભાવાવેશમાં, કે પરિણામની વિશુદ્ધિમાં તેમનો ચહેરો દીપતો હોય છે. એની મુખાકૃતિમાં ચારિત્રની મસ્તિ હોય છે, સંયમોલ્લાસની લાલી હોય છે. પરમ સંવેગની ગુલાબી હોય છે, અને પરમ કરુણાભર્યા વાત્સલ્ય સાગરના તરંગોમાં રમતા યોગીની જેમ તેનું નૂર દીપી ઉઠતું દેખાય છે. એવાઓની નારકી કે તિર્યંચ ગતિ કેવી રીતે થાય? એ તો સંયમની ચઢતી કળાઓની શ્રેણિને પામેલા હોય છે. બીજનો ચંદ્ર જેમ વધતો જાય, તેમ એના જીવ માત્રના કલ્યાણ કરવાના કોડ દિન પ્રતિદિન વધતાજ હોય છે. આ ચારિત્રપદમાં ત્રીજા ચોથાને પાંચમાં પદવાળા બધાયનો સમાવેશ થાય છે. (૧)

જ્ઞાન અને ક્રિયાની વચ્ચે શું સંબંધ છે, તે હવે જણાવવામાં આવે છે. આ સંયમમાં જ્ઞાન અને ક્રિયા બેઉનું મિશ્રણ છે. જેવી રીતે આંધળો માણુસ અથવા કોઇ લંગડો માણુસ હોય તો કોઇની સહાયતા વગર પોતે એકલો કોઇ કામ કરી શકનો નથી. પણ જો એ બેઉ ભેગા થાય એટલે આંધળાના ખભા ઉપર લંગડા માણુસને જો બેસાડીને લઇ જવામાં આવે, તો બન્નેનું કામ થાય. એ દૃષ્ટિથી પણ આ દૃષ્ટાંત અહીં ઠીક ઠીક બંધ બેસતું છે. જ્ઞાન દેખવા માટે અને ક્રિયા ચાલવા માટે એ બેઉ વસ્તુ ઉપયોગમાં આવી. આંધળાએ ચાલવાનું કામ કર્યું, અને લંગડાએ ખભા પર

બેસીને રસ્તો બતાવવાનું કામ કર્યું. આમ બેઉ ગામમાં સુખરૂપ પહોંચી ગયા. તેમ જ્ઞાન અને ક્રિયાના ઉભય મેળાપથી મોક્ષે પહોંચી શકાય છે, (ज्ञान क्रियाभ्यां मोक्षः) તે કારણથી એમ કહેવાય છે, કે જેને જ્ઞાન પ્રાપ્ત થાય, તેને પરિણામે વ્રતો ગ્રહણ કરવાનું મન પણ થાય છે. એવું જિનેશ્વર ભગવંતોનું વચન છે. એટલે કે સાચું જ્ઞાન ક્રિયાની પ્રેરણા આપે છે. જેમ મહિનો નોકરી કર્યાનું ફળ પાંચમી તારીખનો મળેલો અઢીસોનો પગાર છે, તથા ખોરાક ખાધાનું ફળ દેહ સ્વાસ્થ્ય છે, તેમ જ્ઞાનપાચનનું ફળ વ્રત ગ્રહણ છે. જો ભણ્યા બાદ કે વિદ્યાપ્રાપ્તિ બાદ અથવા વિદ્વાન થયા બાદ જો એને વ્રત ગ્રહણ કરવાનું મન ન થાય, તો સમજવું કે એને એનું જ્ઞાન ફળ્યું નહીં. જો એ કેળવણીમાં કાંઇ પણ આધ્યાત્મિક તત્ત્વ ન હોય તો સંયમ, સામાયિક કે બીજા વ્રતો પ્રત્યે આદરભાવ ન જ થાય એ સ્વાભાવિક છે. ચારિત્ર એ મુક્તિ સાધક ક્રિયા છે. કેટલીક પેટ ભરવા માટેની સ્વાર્થ પોષક વિદ્યાઓ હોય છે, તે વસ્તુતઃ મોક્ષ માટેની હોતી જ નથી, એટલે તે વિદ્યાઓ મુકિત સહાયક બને નહીં, એ પણ સ્પષ્ટ છે. હવે કોઈકને વ્રત લેવાની ભાવના ઘણીએ હોય છે, છતાં પૂર્વ બાંધેલાં અંતરાય કર્મના યોગે તે વ્રત લઇ શકતા નથી. તેમ છતાં તેઓનું મન એમ રોજ ઇચ્છી રહ્યું હોય છે, કે "મારામાં એ વ્રતો પાળવાની શકિત ક્યારે આવે ને હું એ વ્રતોને ક્યારે ગ્રહણ કરું!" (૨)

જે આત્માઓ મોક્ષે જાય છે, તેઓ ચારિત્ર લીધા વિના જઇ શકતા નથી. સામાન્ય માણુસો માટે પણ દુનિયામાં એવો (રિવાજ) નિયમ છે, કે કાગળ તાર લખતાં વાંચતાં ન આવડે

તો, કે ગણિત કે વ્યાજાદિના હિસાબો ન આવડે તો, ભણ્યા શા કામના? તેમ ચારિત્ર લીધા વિના કે વ્રતો લીધા વગર એટલે કે મેળવેલા જ્ઞાનના ફલને, આચરણમાં કે અમલમાં મૂકયા વગર કલ્યાણ થઇ શકતું નથી. તેથી ચારિત્ર તો આપણે માટે મહાન આધાર સમાન છે. જેમ પૃથ્વી આપણને ઉભા રહેવા માટેનો આધાર છે, અથવા જેમ બે મહિનાના નાના બાળકને તેની માતા એક આધાર રૂપ છે, તેમ જ્ઞાન પામેલાને આ ચારિત્ર ગુણ મુખ્ય આધાર રૂપ છે. મુક્તિએ પહોંચાડનાર આ ચારિત્રને એક ઉત્તમ ગુણ તરીકે આપણે નિત્ય નમસ્કાર કરીએ છીએ. (૩)

(ઢાળ) મુનિરાજો ચારિત્ર ગ્રહણ કરે છે અને તેમાં જે ઘણાં કષ્ટો સહન કરે છે, તેમાં મુખ્ય કારણ એ છે, કે તેઓ સમજે છે, કે મેં અનંતા ભવોમાં જે પાપકર્મો કરીને ઘોર કર્મો બાંધ્યા છે, તેનો નાશ આ સમયે જ થઇ શકશે. આજે સમય ઘણો સારો ને અનુકૂળ છે. આવું સમજ પૂર્વકનું ચારિત્ર પાલન થતું હોવાથી, તે ભાવસંયમ કહેવાય છે. ભાવ એટલે ભાવનાપૂર્વકનું વર્તન અથવા સમજણપૂર્વકની આત્મકલ્યાણની ક્રિયા. કોઇ જબરજસ્તીથી ભાવના વગર અને વેઠ રૂપે ક્રિયા કરે તેવી તે નહીં હોવી જોઇએ. એને તો દ્રવ્ય ક્રિયા કહેવાય છે. પાંચ ઇંદ્રિયોને કાબૂમાં રાખીને મહાવ્રતોને પાળવા એનું નામ સંયમ. દેખીતી રીતે એમ દુનિયામાં માન્યતા હોય છે, કે જાણી જોઈને કોઇ દુઃખ સહન કરવા જતું નથી. એટલે ઘરબાર અને કંચન કામિનીનો ત્યાગ કરીને જો કોઇ મહાન લાભ થતો ન હોય, તો ચારિત્ર લેવા શાણો આદમી તો તૈયાર થાય જ નહીં. ભવિષ્યના લાભ વિના સંયમ પાલનનો કાંઇ

અર્થજ રહેતો નથી. તે કારણથી કષ્ટો કે પરીષહો સહન કરતી વખતે પણ તેઓ ઘણીજ સમતા અને શાંતતા રાખે છે. જાણે સમતાના સાગર ને ધૈર્યના ભંડાર બની રહે છે. દુનિયાની માફક દુઃખ પડે ત્યારે રડવા બેસે, કે આંસુડા પાડે, કે દુઃખી થાય, તેવું મુનિરાજો કરતા નથી. તેનું કારણ એ છે, કે પોતે સમજે છે, કે સંયમ નિમિત્તના આ કષ્ટો સહન કરવામાં મને કર્મક્ષયનો ભવિષ્યમાં મહાન લાભ છે. થોડા વખતમાં ઘણાંજ કર્મોના વિપાકો રૂપી દુઃખોમાંથી હું મુકત થઇ રહ્યો છું. એટલે સુખી થવાનો સાચો વ્યાપાર તો સંસારમાં આજ છે. ફરી ફરી વાર આવો મનુષ્ય ભવ મળતો નથી. તથા સંયમમાં પણ આવી શુદ્ધ ભાવના વારંવાર મળતી નથી. તેનાથી પોતાના આત્માને આવી રીતે સમજાવી શકે છે, કે હે ચેતન! વિના સ્ખલનાએ સંયમની આરાધના તું બહુજ સારી રીતે કર સચેત રહેજે! કારણ કે પૂર્વ ભવોનું કર્મોનું દેવું ચૂકવવાનું કાંઇ ઓછું નથી. આત્માના અસંખ્યાત પ્રદેશ છે. તેના એક એક પ્રદેશ પર અનંતી કર્મની વર્ગણાઓ છે. એ દેવું ભયંકર છે. તે ચૂકાવ્યા વિના છૂટકો નથી. તે જોતાં જો સચેત નહીં રહું, તો તે દેવું હું કયારે ચૂકાવીશ ? આવી જાગતી વિચારધારા તેમની પળે પળે રહેતી હોવાથી તેમને નિંદ પણ આવતી નથી. આ દેવું દેખાડનાર નારકી ને તિર્યંચમાં કોઇ મળ્યું ન હતું. દેવમાં હું દેખવા તૈયાર ન હતો, ને મનુષ્યમાં હવે ભાન આવ્યું (૧)

અત્યાર સુધી અનેક ગતિઓમાં આત્માએ ઘણાં દુઃખો સહન કર્યા. તે બધું પરાધીનતામાં સહ્યું એ દુઃખો ભોગવતાં જે જે કર્મો ખપે છે, તેને સિદ્ધાંતમાં "અકામ નિર્જરા"

કહે છે, જેમ કે પશુગતિમાં જોઇએ તેટલું અને ઇચ્છા થાય ત્યારે સમયસર ખાવા મળતું નથી, રહેવા મકાન કે પહેરવા વસ્ત્ર પણ મળતાં નથી. એટલે મુંગા રહીને ચુપ થઇને અનિચ્છાએ પણ દુઃખો સહન કરવા પડે છે. તે વખતે જીવને સજ્ઞાન અવસ્થા હોતી નથી, આવું જોઇને ચારિત્રધર મુનિરાજો વિચાર કરે છે, કે આવી રીતે તો હું અનંતો કાળ થયો દુઃખો સહન કરી રહ્યો છું. માટે હે ચેતન! હવે તું આ આવતાં દુઃખો ને શાંતિથી ઘણી સમજપૂર્વક સહન કરતાં શીખ. મનુષ્ય ભવ સિવાય બીજા કોઇ ભવમાં તપ સંયમમાં પ્રેરનારી સજ્ઞાન અવસ્થા મળતી નથી. આવા પ્રકારનો કર્મ ખપાવવાનો જે તપાદિનો ઉદ્યમ થાય તેને "સકામ નિર્જરા" કહેવાય છે. આ પ્રમાણે આત્માને સકામ નિર્જરા કરવાની 'તક' આ ચારિત્ર પાલન દ્વારા સુલભતાથી માનવને જ સાંપડે છે. માટે હવે પ્રમાદ કરવાની જરૂર નથી. એકેંદ્રિયથી ચઉરેંદ્રિય સુધીમાં આત્માને સુખનો લેશ પણ છાંટો મળતો નથી. પંચેંદ્રિયમાં કોઇક વખત થોડું સુખ કવચિત દેખાય, પરંતુ એવા જન્મોમાં દુઃખોનો પાર હોતો નથી. ત્યાં જે જે દુઃખ આવે તેનો સ્વીકાર કરવો જ પડે. જેમ એક બળદ છે, તેને જે ભાર ખેંચવો પડે, તેમાં તે ના કહી શકે નહીં, ને ખેંચ્યા વિના છૂટકો નહીં, માર ખાઇને પણ માલિકનું કામ બજાવવું પડે છે. કર્મ ભોગવવા માટે ભરૂચમાં પાડો ને આબુમાં ખચ્ચર બને છે. નોકરી કરનારને પણ ઘણી પરાધીનતા હોય છે. માલિકના અપશબ્દો પણ સહવા પડે છે. આવાં પરાધીન જન્મોની ગણતરી થવી મુશ્કેલ છે, અસંખ્ય ને અનંત પણ થાય, એમ પરવશપણે જે દુઃખો સહ્યાં ને તેમ કરવાથી જે

કર્મ ખપાવ્યા, તે અકામ નિર્જરા થઇ. એ નિર્જરાથી ખૂશી થવાનું નથી. એમ દુઃખી થઇને જીવવું એના કરતાં હસતાં મુખે તપસ્યા કરીને સકામ નિર્જરા દ્વારા કર્મ ખપાવવામાં ડહાપણ છેઃ ધર્મ નિમિત્તે, કે આત્મ કલ્યાણ માટે અથવા મોક્ષ માટે સમજીને માત્ર કર્મક્ષય માટે જે સહન કરાય તે સકામ નિર્જરા કહેવાય છે. એજ હેતુથી મહાપુરુષો સમતાપૂર્વક આવેલાં ઉપસર્ગોને સહે છે, ને તે વખતે ઉત્તર આપતા નથી. મૌન રહીને પોતાના ક્રોધાગ્નિને દબાવવામાં પોતાની મહાનતા રહેલી છે. પર દમનનો માર્ગ છોડીને હવે આત્મ દમનનો માર્ગ પોતે સ્વીકાર્યો છે, તે ઉત્તમ છે. બીજા આત્માઓને દબાવીને ચતુર્ગતિ સંસાર વધતો જાય છે. અને હવે એ ઉન્માર્ગનો ત્યાગ કરીને 'દમવો તો પોતાના આત્માને જ દમવો' એ નીતિથી નદીના સામા પૂરે જવાનું કામ કરવા જેટલી તાકાત મારે હવે સંપાદન કરવી જોઇશે. (૨)

પુદ્‌ગલિક વસ્તુઓ પ્રત્યેના મમત્વભાવથી દૂર રહીને, ભગવાનના કહ્યા પ્રમાણે સંસારના સાચા સ્વરુપને ઓળખીને, પોતે વૈરાગ્ય ભાવમાં જાગૃત રહે છે. કારણ કે તેને પ્રત્યેક પળે યાદ આવે છે, કે હજી ઘણાં કર્મોનું દેવું બાકી છે. અંતર શત્રુઓને જો હું જીતીશ નહીં, તો સંસાર સમુદ્રને ઓળંગીને મોક્ષે પહોંચવાનું કદી બની શકશે નહીં. તે કારણથી જિનેશ્વર ભગવાન જેવા સુકાની અથવા કેપ્ટન જે મળ્યા છેઃ તેમના પરમતારક શાસનમાં રહીને શુધ્ધ ભાવે ચારિત્રનું આરાધન કેમ ન કરવું ? એઓની આજ્ઞાનું પાલન કરીને સમતાના સાગરમાં મગ્ન રહીને મસ્ત બનવું એજ મારે માટે હિતકર છે. અસાર સંસાર ઉપરથી વૈરાગ્ય કેળવી, એ અગાધ

સંસાર સાગરને તરવા માટે પોતાના વૈરાગ્ય રસના છલોછલ ભરેલા હૃદય સાગરમાં વીતરાગ ભગવાન રૂપ સુકાનીને આપણી નાવનું સુકાન સોંપી દેવું જોઇએ, અને સમભાવ, ઉપશમ અથવા પ્રશાંતતાની લહરીઓનો આનંદ માણવો જોઇએ, એજ સ્વવશતાથી સહવાનું મુખ્ય લક્ષણ છે. (૩)

તીર્થંકર ભગવાન જેવા માટે પણ એવો નિયમ છે, કે જયારે ભગવાનની દીક્ષા થાય છે, ત્યારે જ ચોથું મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થાય છે. એ એમ બતાવે છે, કે ચારિત્ર લીધા વિના, તીર્થંકર ભગવાન જેવાને પણ, પરમ વૈરાગી હોવા છતાં, ગૃહસ્થાવાસમાં ચોથું જ્ઞાન પ્રગટ થતું નથી. વળી ચક્રવર્તીઓ પણ પોતાના છએ ખંડના વિશાળતમ રાજ્યનો ત્યાગ કરીને સંયમ સ્વીકારે છે, ત્યારે જ મુક્તિ મેળવી શકે છે. તે એમ બતાવે છે, કે રાજ્યનો મોહ ઓછો કરી ને તેનો ત્યાગ કરી ને ચક્રીને પણ સંયમ લેવું પડે છે. જો ચક્રવર્તી ચારિત્ર લે નહીં, તો નારકીમાં જ જાય. એટલે રાજ્યનો ભાર સંપૂર્ણ રીતે ઉતરી જાય તો ભાવપૂર્વક ઉંચા ચારિત્રનું પાલન કરી શકે. ૧૬-૧૭ ને ૧૮ માં એ ત્રણેય અરિહંતો ને ચક્રવર્તી થયા બાદ તીર્થંકરની ઋદ્ધિ પ્રાપ્ત થઇ હતી. સાર એજ છે, કે ચક્રવર્તી જેવા પણ સંસારને લાત મારી આ સંયમનો સ્વીકાર કરે છે, એવું ઉત્તમોત્તમ આ ચારિત્ર છે. (૪)

જ્ઞાન કેટલું કામ કરે છે, અને ચારિત્ર કેટલું કામ કરે છે, તે આ ગાથામાં બતાવવામાં આવ્યું છે. કોઇ મુનિરાજ ઓછું ભણ્યા હોય, સંયમ કેવી રીતે પાલવું તેનું કાંઇ પણ જ્ઞાન તેમનામાં ન હોય, અને જો તે ઘણા લાંબા વિહાર પણ કરે, તો તેની બધી મહેનત નકામી જેવી જાય છે. એટલે તેને

અલ્પાગમ કહેવાય છે. તેની આરાધના સફળ થતી નથી. તે હિસાબે એમ કહેવાય છે, કે સારા પ્રકારનું જ્ઞાન મેળવ્યા પછી જ્યાં સુધી બહુશ્રુતપણું મેળવે નહીં, ત્યાં સુધી કોઇ બીજા વડિલ બહુશ્રુતજ્ઞાનીની નિશ્રામાં રહીને ચારિત્રનું પાલન કરવું જોઇએ. નહીં તો તે એકલા વિચરી શકે પણ નહીં. તેથી એમ પણ સિદ્ધ થાય છે, કે જ્ઞાનપૂર્વક ક્રિયા ન હોય તો એના લાંબા વિહારો પણ શા કામના ? સંયમીઓના પણ બે પ્રકાર હોય છે. (૧) ગીતાર્થ, કે જેઓ જિન કથિત આગમોના જ્ઞાનના અને તેના રહસ્યોના જાણ હોય છે. તેઓ સ્વયંજ્ઞાની છે. તેઓ સ્યાદ્વાદ સિદ્ધાંતોથી પરિચિત છે. (૨) ગીતાર્થની નિશ્રામાં રહેનારો વર્ગ–કે જેઓ સ્વયં જ્ઞાન બળથી વીતરાગ માર્ગની આચરણા આચરી શકતા નથી, પણ જ્ઞાનીની નિશ્રામાં રહી આત્મકલ્યાણ કરતા હોય છે. જેમ કોલેજમાં પ્રોફેસરો સ્વયં ડિગ્રીધર છે. અને વિદ્યાર્થી વર્ગ તેમના માર્ગદર્શન નીચે ચાલનારો હોય, એ વર્ગ મોટો હોય છે.

હવે એ નિશ્રિત વર્ગમાંથી ૫–૧૦ કે ૨૦ નો સમુદાય બનીને, સાથે ગીતાર્થને વડિલ રાખ્યા વિના જો લાંબા વિહારો પણ કરે ને કષ્ટો ઘણાં સહે ને પોતે ત્યાગી કહેવડાવે, તો પણ એનું ચારિત્ર માત્ર કાય કલેશ જ ગણાય. આથી એ પણ સિદ્ધ થાય છે, કે જૈન શાસનમાં ગીતાર્થોનું માર્ગદર્શન સમાજ માટે બહુજ જરૂરી બની જાય છે. આખો વર્તમાન યુગનો સમાજ તો પૂંઠે ચાલવામાં જ મોટે ભાગે માનનારો હોય છે. તેથી ઉત્સર્ગ અને અપવાદ, તેમજ નિશ્ચય અને વ્યવહાર માર્ગના પૂરા જાણ એવા ગીતાર્થનું નેતૃત્વ શાસનની શોભા વધારનારજ બને એમાં સંશય ને સ્થાનજ નથી. એટલે

બહુ લાંબા વિહાર કરનારા તથા પોતાને ત્યાગી હોવાનો ડોળ રાખનારા આગમ માર્ગના જેઓ જાણુકાર હોતા નથી. તેવા-ઓને સમાજે અપનાવવા જોઇએ નહીં. કારણ કે આગમ કથ-નને અનુરુપ પોતાનો આચાર તેઓ કેળવી શકતા નથી. પોતાની મતિથી તે ચાલતા હોવાથી ગમે ત્યારે તે એકાંત-વાદી બની જવાનો પૂરો સંભવ રહે છે. જેઓ ગીતાર્થ છે તેઓનો પોતાની દરેક વાતમાં આગમને આગળ રાખી આગમ દૃષ્ટિથી દેખી દેખીને ચાલનારા હોય છે, તેઓ વિશુદ્ધ એવા અનેકાંતવાદના પવિત્ર માર્ગથી ચલિત થતા નથી. એવા દીર્ઘપર્યાયી પુણ્ય પુરુષને બહુશ્રુત કહેવાય છે. જે કેવળી નહીં છતાં કેવળીના જેવી જ પ્રરુપણા કરનારને શ્રુતકેવળી કહે-વાય છે, તેમ શ્રુતજ્ઞાનના વિવેક ચક્ષુથી દેખી દેખીને, રાત્રે ચાલતા ફ્રંટિયર મેલની સર્ચ લાઇટની જેમ, ચાલનારા દીર્ઘ-પર્યાયી મહાજ્ઞાનીને બહુશ્રુત કહેવાય છે. તેમનામાં જ્ઞાન અને ક્રિયાનો સમાનતાપૂર્વક સમન્વય હોય છે. અલ્પાગમવાળો

ક્રિયા

જે ઉગ્રવિહારી હોય, તેમાં બ—— હોય છે. ત્યારે બહુશ્રુત

જ્ઞાન

નિશ્રિતમાં ક્રિયા હોય છે. તેથી તેની ક્રિયા સફળ + જ્ઞાનનિશ્રા થાય છે, ને થોડી મહેનતે બહુફળ પામે છે. (૫)

ચારિત્ર પ્રાપ્ત કરનારની ઇચ્છા હંમેશાં એવી જ હોય છે, કે રોજને રોજ નવું જ્ઞાન મેળવીને હું મારું સંયમ વધારે ને વધારે શુદ્ધ કરતો રહું. તે કારણથી નિત્ય નવો અભ્યાસ કરવાનો પ્રયાસ તેઓનો અખંડ ચાલુજ હોય છે.

૨૨ પરીષહોમાંથી કોઇ કોઇ પરીષહ જેમ જેમ સહન કરવામાં આવે, તેમ તેમ તેના નિબિડ–ગાઢ કર્મોનો નાશ થતો જાય છે. જેમ જેમ સહનશીલતા વધતી જાય છે, તેમ તેમ ધૈર્ય પણ વધતું જાય છે. નિર્દોષ અને શુદ્ધ આહાર પાણીથી પોતાના સંયમનો પણ વિશુદ્ધ રીતે તેઓ નિર્વાહ કરે છે. એટલે શરીર પરનો મમત્વભાવ ઓછો કરીને ઇંદ્રિયોનું દમન કરવા દ્વારા પોતાના ચારિત્રને તેઓ સુરક્ષિત રાખે છે. તેમ કરવાથી જ્ઞાન અને ચારિત્ર એ બેઉની સાથે સાથે તપ અને આત્મ દમન પણ સહવર્તી ગુણ રૂપે રહે છે. એક તરફ પરીષહો સહન કરવાને ચારિત્રવાન આત્મા પૂર્ણ તૈયાર હોય છે. જેમ કર્મ ખપતા જાય, તેમ આત્મા કર્મથી હલકો થતો જાય છે. તેને આધ્યાત્મિક આનંદ પણ મળતો જાય છે. જેમ શુદ્ધ આહારથી સંયમ દેહને તે પોષે છે, તેમ નિજગુણનો ભોક્તા એ આત્મા સાચા ને સ્વાભાવિક આનંદ રસને પામે છે. વળી દર્શન જ્ઞાનની સાથેનો ચારિત્રનો સંબંધ તો આપણે અગાઉ બતાવી ગયા. તેવી રીતે એ ચારિત્રને તપ સાથેય ઘનિષ્ટ સંબંધ છે. એ ચારેયનો સુમેળ ઉત્તમ ચારિત્રધરની પાસે સાંપડે છે. તેથી એમ કહેવતમાં કહેવાય છે, કે સોનું ને સુગંધ બે મળ્યા, અથવા 'દૂધમાં સાકર ભળી.' જ્ઞાન–દર્શનવાળો પણ ચારિત્ર ને પાળનાર આત્મા પોતાના આરાધનમાં તપને જો સાથે ન રાખે તો પીછા વિનાના મોર જેવું લાગે. એટલે જેમ વાસણ પર ઓપ ચઢાવાય, ને તેથી એ ચળકે, તેમ ચારિત્ર સાથે તપ ગુણ હોય, તો ચારિત્ર વધારે ઝળકે છે. તપ સાથે હોય તો એ સંયમીને ઘણી સિદ્ધિઓ પણ પ્રાપ્ત થાય. એ હેતુથી એમ કહી શકીએ, કે સંયમી પુરુષે

તપનો ત્યાગ નજ કરવો જોઇએ. જ્યારે તપ વિનાના સાધુને જોઇએ ત્યારે એમ લાગે, કે એનામાં કાંઇક ખામી કે ત્રુટી છે, ભલે તે દર્શન જ્ઞાનવાળા પણ હોય. છતાં તપને જો તે ન ભૂલે, તો એ ત્રુટી પૂરી થઇ એમ કહેવાય. (૮)

આ સર્વોત્તમ ચારિત્ર ગુણની પવિત્રતાથી વીર પ્રભુના પ્રથમ ગણધર શ્રી ગૌતમ સ્વામીજી અનંત લબ્ધિના નિધાન બન્યા. સકલ ગુણુના ધામ બન્યા. કારણ કે તેઓમાં વીતરાગ ભગવાનના વચન પર પૂર્ણ શ્રદ્ધા હતી, ચાર જ્ઞાનના ધણી હતા, વિનયપૂર્ણ ઉચ્ચકક્ષાનું ચારિત્ર હતું, ને છઠ્ઠને પારણે છઠ્ઠનું તપ હતું. એ ચારેયનો સમન્વય એઓશ્રીમાં થયો હતો. તેથી એ આદર્શને સામે રાખીને જિતેન્દ્ર વિજયજી મહારાજ કહે છે, કે શ્રી સિદ્ધચક્રજીના પ્રભાવથી અમારું ચારિત્ર નિર્મળ બનજો, કે જેથી દુનિયામાં અજોડ રહેલું એ ચારિત્ર અણનમ ને અનુપમ જ રહે, ને ચારિત્રનો સર્વત્ર જય જયકારજ થાય. એ પ્રમાણે જ્ઞાનની પૂજામાં જેમ જ્ઞાનનું મહત્ત્વ બતાવ્યું હતું, તેમ આ પૂજામાં ક્રિયાનું મહત્ત્વ જોવામાં આવે છે. દુનિયામાં સમકિત વિનાની અને જ્ઞાન વિનાની પણ ક્રિયાઓ જોવામાં આવે છે, પણ મુક્તિની સિદ્ધિ માટે તો દર્શન જ્ઞાન ને ચારિત્રના આવા ત્રિવેણી સંગમની આવશ્યક્તા ખાસ માનવામાં આવી છે. (૯)

કાવ્યાર્થ મંત્રાર્થ પૂર્વવત્

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં અષ્ટમ પદ શ્રી ચારિત્ર પદ પૂજા સંપૂર્ણ. ॥ ૮ ॥



ઋષભદેવ ભગવંતનું અને શ્રી મહાવીર ભગવાનનું તીર્થંકર નામકર્મ સમાન હતું, કેવળજ્ઞાનમાં સામ્યતા હતી, અનંત આત્મબળમાં ઓછાવત્તી ન હતી, અને શરીર પ્રમાણના વજ્રઋષભ નારાચ સંઘયણ પણ મુક્તિ અપાવવાને સમર્થ હોવા છતાં ફેરફારના જ માત્ર કારણે તપસ્યાની ક્ષમતા વધારે ઓછી બની જવા પામી. એટલે પહેલા ભગવાનના શાસનમાં જીવો એક વર્ષથી વધારે તપ કરી શકતા નહીં, અને એક વર્ષ સુધીજ તપ કરવાની પ્રભુની આજ્ઞા પણ હતી. તેવીજ રીતે ૫૦૦ ધનુષ્યની કાયાવાળા ૨૦ વિહરમાન ભગવંતો આજે મહાવિદેહ ક્ષેત્રોમાં છે. તેઓની પણ આજ્ઞા એક વર્ષ સુધીના તપનીજ હોય છે. વધારે નહીં. વળી જેમ અત્યારે મહાવીર પ્રભુના શાસનમાં તપ કરવાની આજ્ઞા છ મહિના સુધીજ કરવાની છે, તેમ આવતી ઉત્સર્પિણીમાં જ્યારે શ્રી પદ્મનાભ ( શ્રેણિક રાજાનો જીવ ) ત્રીજા આરામાં થશે, ત્યારે ૭ હાથનું શરીર અને ૬ મહીનાની તપની આજ્ઞા પ્રવર્તશે. ઉત્સર્પિણીમાં ત્રીજા આરામાં ચોવીશે ભગવંતો થાય છે. (૧)

આ તપના બે પ્રકાર છે (૧) બાહ્ય તપ અને (૨) અભ્યંતર તપ. એ બન્ને તપના છ–છ ભેદ છે. આ બાર પ્રકારના તપ કરવાથી પુરાણા કર્મોનો નાશ થાય છે. બાર તપના નામો આ પ્રમાણે છે. બાહ્ય તપના–(૧) અણસણ (૨) ઉણોદરી (૩) વૃત્તિસંક્ષેપ (૪) રસત્યાગ (૫) કાયક્લેશ અને (૬) સંલીનતા. અભ્યંતર તપના–(૧) પ્રાયશ્ચિત (૨) વિનય (૩) વૈયાવચ્ચ (૪) સ્વાધ્યાય (૫) ધ્યાન (૬) કાઉસ્સગ્ગ. આ બારેય પ્રકારના તપ સંસારમાં મંગલ રૂપ ગણાય છે. આપણે અણસણ તપનેજ મોટે ભાગે તપ સમજીએ છીએ. કારણ, કે તેમાં

ભૂખ ા રહેવાનું તપ છે, તેજ દેખાય છે. બાકીના બીજા તપના ૧૧ પ્રકારો પણ સમજવા જેવાં છે. જેવાં કે થાડું ઓછું ખાવું એટલે આકંઠ નહીં ખાવું, ઘરમાં ઘી-દૂધ-દહીં હોય, છતાં વિગય ત્યાગ કરવી, ઉભાઉભા કાઉસ્સગ્ગ પ્રતિક્રમણ કરવા, લાગેલા દોષોથી શુદ્ધ થવા પ્રાયશ્ચિત્ત લેવા, દેવ, ગુરુ, ધર્મના વિનય બહુમાન કરવા, ગ્લાન-તપસ્વીઓની સેવા કરવી, ભણેલાનું પુનરાવલોકન કે નવું જ્ઞાનાધ્યયન કરવું, આત્મધ્યાન અને કાઉસ્સગ્ગ ધ્યાનમાં સ્થિરતા કેળવવી વિગેરે વિગેરે પણ તપના જ પ્રકારો છે. અનેક રીતની કર્મ નિર્જરાઓના આ વિધાનો જે ભગવાને કહ્યાં છે, તેમાંના કોઇ મોહનીય કર્મના નાશ માટે થાય છે, તો કોઇ જ્ઞાનાવરણીય, તો કોઇ અંતરાયના, તો કોઇ વેદનીયના ક્ષય કરવા માટે કામ આવે છે. એમાંનું કોઇ પણ તપ આપણા ભાવિના સુધારા માટે જ બને છે. તેથી તપને મંગલમય કહ્યું છે. દુનિયામાં પણ કોઇ કામની શરૂઆતમાં આયંબિલ તપ કરે છે, એથી કોઇ વિઘ્ન આવતા નથી, અને આવે તો દૂર થઇ જાય છે. (૨)

તેમ અણુસણ તપના અનેક પ્રકારો છે. જેમાં વર્ધમાન તપ, વીશસ્થાનક તપ, નવપદ આરાધન તપ વિગેરે. તેમાં આસો ચૈત્રની ઓળીઓનું તપારાધન ઘણું મહત્ત્વનું છે, કારણ કે શ્રી સિદ્ધચક્રજીમાંના નવેય પદોનું તે વખતે આરાધન ગામેગામ સામૂહિક રીતે થાય છે. વર્ધમાન તપમાં માત્ર આયંબિલ જ કરવાનું વિધાન છે. તે ૧ થી ૧૦-૨૦ એમ એકસો આયંબિલ સુધી પહોંચવાનું મહાન તપ છે. આ તપમાં કોઇક જ પુણ્યવાન આત્મા સો ઓળી પૂર્ણ કરી શકે છે. કારણ કે ૯૫ આયંબિલનું પારણું કરી ૯૬ આયંબિલ કરે, એમ છેલ્લે ત્રણ-

કર્મોનો નાશ થાય છે. આ પ્રમાણે પૂર્વ કર્મોના નાશનું ફલ પોતાને મળે છે. એટલે આત્મા કર્મોથી હલકો થાય છે, એ એક ખૂબીનો વિષય છે. આત્મા જેમ જેમ તપથી તપતો જાય, તેમ તેમ વિશુદ્ધ અને હલકો થતો જાય છે. એટલે ઉત્તમ આત્માઓને વારંવાર તપ કરવાનું મન થાય છે. તપ કરવાનું મુખ્ય કારણ આજ છે. શ્રી મહાવીર સ્વામી ભગવાન જેવાએ પણ તીર્થંકર હોવા છતાં, દીક્ષા લીધા બાદ, સાડા-બાર વર્ષ સુધી ઘોર તપસ્યાઓ કરી, તે એમ બતાવે છે, કે એ પ્રભુનો આદર્શ નજર સામે રાખી, સામાન્ય જીવાત્માઓએ પણ એવી રીતે તપસ્યાઓ કર્યા કરવી જ જોઇએ. એ તપશ્ચર્યાઓ કરતી વખતે ભગવાનની જેમ ખૂબ સમતા રાખવી જોઇએ. તેવી રીતની સહન શીલતાનો ગુણ સામાન્ય તપસ્વી-ઓએ પણ કેળવવો જોઇએ. તપ હોય ને ક્રોધ હોય, એટલે કે સમતા ન હોય, તો એ તપ લેખે લાગતું નથી. તપ સાથે ક્રોધનો અભાવ ખૂબ જ આવશ્યક છે. ભગવાનની જેવા ભગ-વાનના શિષ્યોના એ ઉદાહરણ પણ અહીં આપ્યા છે. (૧) ભગવાનના પ્રથમ ગણધર શ્રી ગૌતમ સ્વામીજી મહારાજે દીક્ષા લીધી ત્યારથી જ છઠ્ઠને પારણે છઠ્ઠની તપસ્યા યાવજજીવ કરી હતી. એમનું જ્ઞાન ઓછું ન હતું. એમની મુક્તિ પણ નિશ્ચિત હતી, છતાં તેવા મહાજ્ઞાની જેવાએ પણ તપનું આલંબન મૂક્યું ન હતું. તેવીજ રીતે તપસ્વી ધન્નાજી પણ "ધન્નો તપસી"ના પ્રખ્યાત નામથી ઓળખાય છે. (૧)

તીર્થંકર ભગવાનનું પણ મોક્ષે જવાનું તેજ ભવમાં નક્કી હતું, છતાં છેલ્લી અંતિમ ઘડીએ પણ શ્રી મહાવીર ભગવાને મોક્ષે જતાં છઠ્ઠ તપ કર્યું હતું. શ્રી ઋષભદેવ ભગવંતાદિએ

પણ છેલ્લે અણુસણો કર્યાં છે. તીર્થંકર ભગવાન જેવાને પણ નિર્વાણ વખતે તપ કરવાનું હોય, તો પછી એ પ્રભુના સંઘમાં રહેલા આરાધક સંસારી આત્માઓને તપ વિના ચાલે જ કેમ ? અણાહારીપદરૂપી મહેલના દરવાજે પહોંચવાના પગથીયા રૂપે મોક્ષે જતી વખતે આ અણસણ તપ થાય છે. ભગવાનને તો તે વખતે કોઈ ભયંકર ઘાતી કર્મો ખપાવવાનાં બાકી રહ્યાં જ નથી. તે છતાં ભગવાન તપ કરે છે. તે અપેક્ષાએ સંસારી જીવોને ઘણાં કર્મો ખપાવવાના હોય છે, તેથી તેને તો વારંવાર તપ કરવું જ જોઇએ, તે વાત અહીં સિદ્ધ થાય છે, એકંદરે ત્રણે લોકમાં તપથી જ સર્વત્ર જય મળી શકે છે. આ તપ આધ્યાત્મિક વિજય બતાવનાર વસ્તુ છે. આ તપ કરવાનું તેવા આત્માઓને જ શક્ય છે, કે જે પોતાની ઇંદ્રિયોને કાબૂમાં રાખી શકે છે. જેઓ બાહ્ય શરીરનો મોહ છોડીને કર્મક્ષય કરવાનું ધ્યેય નજર સન્મુખ રાખે, તેવાઓને તપ શીઘ્ર મુક્તિએ પહોંચાડે. બાહ્ય શત્રુ માટે તો રિવોલ્વર છે, તેમ અંતર શત્રુઓને જીતવા માટે તપ જેવું બીજું કોઇ સાધન નથી. તપ ન કરે તો કષાયો ઉપર કાબૂ આવી શકતો નથી. હજી ઘોડા કે હાથી કાબૂમાં આવી પણ જાય, પરંતુ ક્રોધ, માન, માયા ને લોભ એ ચારેયને કે તેમાંના એકાદને કાબૂમાં લાવવા માટે દુનિયામાં તપ જેવું બીજું કોઇ સાધન નથી. તે કારણથી કષાયોને તપાવવાનું કામ તપ દ્વારા જ થાય છે. તેનાથી શરીર પણ તપે છે. મન કાબૂમાં રહે અને આત્મા લઘુકર્મી બને. આ શરીરને બીજી રીતિએ સંબોધીએ, તો તેને ઇંદ્રિયોનું ઘર પણ કહી શકાય. અથવા મન, વચન, કાયાનું મુખ્ય કેન્દ્ર પણ કહેવાય. જેમ મોટરકારને રહેવાનું ગેરેજ

હોય છે, તેમ મન તથા વચનને રહેવાનું એ એક ઘર સમાન છે. એ રીતે આપણા મલીન થએલા મન-વચન ને કાયાને શુધ્ધ કરવાની ઘણી જ આવશ્યક્તા પુરવાર થાય છે. ઘણાંને એવી શંકા થાય છે, કે આવી તપસ્યાઓ કરવાની જરૂર શી? આ જન્મમાં અમે કોઇ મોટાં પાપો કરતાં નથી, તો પછી તપ શા માટે કરવું? તેવી શંકાના જવાબ માટે અહીં કહેવાયું છે, કે તપ ત્યારે જ થાય, કે જ્યારે આત્મા શરીર પરનો મોહ ઓછો કરે. અગર એને જો કાયા ઉપર મમત્વભાવ હશે, તો તે તપ કરી શકશે જ નહીં. "ક્રોધાદિ કષાયોથી મને ઘણું નુકશાન થઇ રહ્યું છે," એવું જે જોઇ શકતો નથી, તે આત્મા તપ કરવા પ્રેરાતો નથી. તેવીજ રીતે તપ તેનુંજ સફળ થાય છે, અથવા તપ કરતી વખતે સમતા તેજ સાચવી શકે છે, અથવા તપસ્યામાં ક્રોધને તેજ રોકી શકે છે, કે જે પોતાના અંતરશત્રુરૂપ કષાયોની સામે યુદ્ધ ખેલવા તૈયાર થાય છે. કષાયોની ફોજને હટાવવાનું જ્યાં સુધી તેનું લક્ષ્ય હોતું નથી, ત્યાં સુધી બીજાઓ સાથે ઝગરો કરવા જે ક્રોધ ઉત્પન્ન થાય છે, તે ગુસ્સાને રોકવાને માટે કાંઇ પણ પ્રયાસ કરવા તે તૈયાર હોતો નથી. તદુપરાંત તપ કરતાં કરતાં શરીરનું ૫-૧૦ રતલ વજન જો ઘટી જાય, તો પણ તે ગભરાતો નથી. એ જાણે છે, કે શરીરને કષ્ટ આપવા તો હું આ તપ કરું જ છું. એ તપ કરીએ ને વજન વધે એ શકય જ નથી. શરીર તો ક્ષણભંગુર ને એક દિવસ દગો દેવાના સ્વભાવવાળું તો છેજ. એવા શરીર તો અનંતા હું છોડીને આવ્યો છું. કુતરા-ઉંટ કે પોપટના શરીરને મૂકીને હું આવ્યો, તે શરીરોનું ( કે જે ત્યાં ઘણું વહાલું હતું ) કે જે શરીરના

રક્ષણ માટે કઇંક જીવો સાથે મેં વેર બાંધ્યા તેનું શું થતું હશે, કે તેની શી દશા થઇ, તે જાણવા મને અત્યારે ફુરસદ પણ નથી. તેવા શરીરનો મોહ છોડીએ તો જ તપ થઈ શકે: માટે તપમાં આનંદ આ વસ્તુસ્વરૂપ જાણવાથી જ આવી શકશે. (૨)

**નોંધઃ**—સોનાની ખાણમાં જ્યારે સોનું કાઢવા માટે માણસો પ્રયાસ કરે છે, ત્યારે સૌથી પહેલાં એ સોનું માટીથી મળેલું હોય છે. એવા એ મલીનં સોનાને બહાર કાઢવામાં આવે છે, ત્યારે શુદ્ધ કરવા માટે તેને કારખાનામાં મોકલાવવું પડે છે. સાદા પાણીથી તે સાફ થઇ શકતું નથી. એટલે તેને ખૂબ તપાવવું પડે છે. ત્યારબાદ તે શુધ્ધ થાય છે. તેવી જ રીતે મન, વચન, કાયા એ ત્રણેય યોગોને શુધ્ધ કરવાની જરૂર છે. અગ્નિથી તે શુધ્ધ થઈ શકતા નથી. એને સાબુથી કે સોડાથી ધોબી પણ સાફ કરી શકે તેમ નથી. ડ્રાયકલીનીંગથી પણ શુધ્ધ થાય તેમ નથી. એટલે તપ રૂપી તાપથી જો મન, વચન અને કાયાને તપાવવામાં આવે તોજ તે શુધ્ધ થઇ શકે છે, એવું જ્ઞાનીઓનું કથન છે. આ રીતે અનાદિ અનંત કાલથી આત્મા પોતાના કર્મો રૂપી મેલને દૂર કરી શકયો નહીં, તેથી આ અવતારમાં તેને વિશુધ્ધ કરવા માટે તપ જેવા ઉત્તમ સાધનની જરૂર છે. સર્વ કર્મોનો એ તપ દ્વારા નાશ કરીને આત્માના નિર્મળ સ્વભાવવાળું ચૈતન્ય સ્વરૂપ આત્મા પ્રગટ કરી શકે છે. પહેલાં તો "આપણો આત્મા અશુધ્ધ છે" એવું માનવામાં ન આવે, ત્યાં સુધી આ તપ થઇ શકે નહીં. અનાદિ નિગોદમાં આપણો આત્મા આ માટીમાં નિકળતા સોના જેવો જ

હતો. શુદ્ધ થયા બાદ સો ટચનું બનીને એ સુવર્ણ જેમ બજારમાં મળી શકે છે, તેમ આત્માને શુદ્ધ બનાવવા અને સિદ્ધસ્વરૂપીની સમાનતા મેળવવા જો પ્રયત્ન કરવાનું નક્કી કરવામાં આવે, તો મન, વચન ને કાયાના સંશોધનમાં લાગી જવું જોઇએ, એ જૈન દર્શનનું મૂળ તત્ત્વ છે. કોઇ પૂછે કે જીવ કયારનો ઉત્પન્ન થયો? તેનો જવાબ આજ છે, કે ભગવાન કોઇને ઉત્પન્ન કરતા ન હોવાથી જીવ તો અનાદિનો છે જ. સુવર્ણ પણ જમીનમાં થયું, તેને કોણ બનાવવા ગયું? તેમ નિગોદમાં જીવને કોઇ બનાવવા ગયું નથી. એ સ્વયં જીવ જીવરૂપે જ હતો. જરૂર કહેવું પડશે, કે એના આત્મસ્વરૂપ ઉપર કર્મના જાળાં લાગેલ હતાં ને છે, તેને શુદ્ધ કરવા માટે જ આટલું સ્વરૂપ જાણ્યા બાદ આત્માએ તપ કરવા પ્રેરાવું જોઇએ. (૩)

જીવમાત્ર ચારે ગતિમાં ભમે છે. ત્યાં અનેક પ્રકારનાં દુઃખો સહન કરે છે. તે દુઃખોને અહીં ભઠ્ઠીની ઉપમા આપવામાં આવી છે. ભઠ્ઠી પાસે બેસનારને અગ્નિનો તાપ લાગવાથી જેમ ત્રાસ પડે છે, તેમ આપણને તાવ આવે, કોઈ નુકશાન થયું, અથવા તેવી કોઇ પીડા થાય, તેથી તેને કર્મની ભઠ્ઠી કહી શકાય છે. આયુષ્ય પૂર્ણ થાય છે ત્યારે જીવનું મરણ નિપજે છે. તે પણ કર્મની પીડા છે. બીજા જન્મોમાં જ્યાં જ્યાં જન્મે છે, ત્યાં ત્યાં જીવને દુઃખો જ પડે છે, તે પણ કર્મોની ભઠ્ઠીનો એક પ્રકાર છે. એ પ્રકારે સત્તામાં રહેલાં કર્મોના દોરી સંચારથી ચારે ગતિમાં આત્મા જ્યારે ભટકે છે, ત્યારે ભોગવવા પડનારા એ દુઃખોને જો આ ભવમાં જ તપ દ્વારા નષ્ટ કરી દેવા હોય, તો તપસ્યા કરવીજ જોઇએ. જે આત્માઓ

આ તપ કરતા નથી, તેઓને ચાર ગતિના વિશાળતમ રંગમંડપ જેવા ચોકમાં અનેક પ્રકારના જૂદા જૂદા વેષો ભજવીને નાટકીઆની જેમ ફરવું પડે છે. આ પરિભ્રમણ કરવાનું અથવા આવા દુઃખો ભોગવવાનું, મુક્ત થએલા આત્માઓને ચિદાનંદ સ્વરૂપી સિદ્ધ અવસ્થામાં સંભવતું નથી. કારણ કે ત્યાં કર્મરૂપી બીજનો સર્વથા નાશ થએલો હોય છે. બીજ વિના વૃક્ષ કયાંથી હોઇ શકે? તેમ કર્મ બીજ ન હોય તો ચતુર્ગતિનું ભ્રમણ પણ કયાંથી સંભવે?

આ ગાથામાં વિશેષમાં એ સિદ્ધાંત બતાવવામાં આવ્યો છે, કે કોઈ પણ ગતિમાં આત્માને દુઃખ આપનાર કર્મો જ છે. આત્માનું પોતાનું કાંઇ ચાલતું નથી. જો કે એ વિશેષતમ સત્ય છે, કે તે કર્મો પોતાના જ બાંધેલા છે. આત્મા અત્યારે કર્મથી પરાધીન છે. એટલે જ એને સ્વતંત્ર બનાવવાનો વિચાર કરવો જરૂરી છે. આત્મા દુઃખી થાય છે, એટલે કોઇની પણ પાસે જઇને પોતાની ફરીઆદ નોંધાવવા તે તૈયાર હોય છે. દુઃખ કોઇને ગમતું નથી. એ દુઃખોથી જો મુક્ત થવું હોય, તો કર્મથી મુક્ત થવું જોઇએ. જેમ કહેવાય છે, કે ધનવાન થવું હોય તો પુણ્ય હોવું જોઇએ. ચાર ગતિઓનાં દુઃખોને ઉભા કરનાર એ કર્મો જ છે. કર્મ બીજ નષ્ટ થયા હોવાથી મુક્તાત્માને એ દુઃખનાં ફળો મળવા શકય નથી. માટે ત્યાંના આત્મા સુખી છે. એજ કારણથી દુઃખી આત્માઓને ભગવાનનો સુખી થવાનો એ ટૂંકો સંદેશ છે. દુનિયામાં જ્ઞાની ઘણાં ઓછા હોય છે. જ્ઞાન વિનાના એવાઓને આ તપયોગની સાધના બહુજ મહત્ત્વની છે. તેને માટે એ અનિવાર્ય છે, કે ગીતાર્થ જ્ઞાનીની નિશ્રામાં એ તપ કરવું જોઇએ. (૪)

સંસારમાં એક નાનું પણ તપ કરવું જીવાત્માઓને અત્યંત દુષ્કર લાગે છે. તે કારણથી એમ કહી શકાય છે, કે મનુષ્યો તો દુનિયામાં ઘણાંજ હોય છે. છતાં તપસ્વી માનવીઓ બહુજ ઓછા પ્રમાણમાં સાંપડે છે. જો તપ કરવું સહેલું હોય, તો બધાં જ કેમ ન કરે? ખાવાનું અને પીવાનું તો શરીર માંગે જ અને તે આપ્યા વિના તો ચાલતું જ નથી. તેથી તપ કરવાનું શરીર ના પાડે છે, તેથી જીવ નામરજી બતાવે છે. તે એક જાતનો શરીરનો મોહ છે. જ્યારે આત્મા એમ સમજતો થાય, કે આ શરીર તો થોડા દિવસ માટેનું ભાડુતી મકાન છે, આયુષ્ય પૂર્ણ થાય પછી તે રાખ્યું રહેનાર નથી, તેજ શરીરને થોડું ખાવાનું આપીને પછી તેની પાસે તપ પણ કરાવવું જોઇએ. આવી સમજ શકિત પેદા થાય તોજ તપ કરવાનું આપોઆપ મન થાય. દર્શન, જ્ઞાન અને ચારિત્રના પાલનમાં એટલું બધું શરીરને કષ્ટ પડતું નથી, કે જેટલું તપસ્યાથી શરીરને કષ્ટ પડે છે. તેથી મહાન તપસ્યા કરનારાઓને આપણે ધન્યવાદ આપીએ. તપગુણથી વાસિત અને પવિત્ર મનના હોવાથી એ શાંત તપસ્વી મુનિવરાદિના ચરણે ઝૂકી જવાનું આપણને મન થાય છે. એ તપ વિશ્વમાં મંગલ કરનાર છે. સકળ સંઘમાં પણ શાંતિ પ્રસરાવનાર અને સંઘના વિઘ્નોને નાશ કરનાર એ તપ જ છે. વિશ્વશાંતિ માટે ને ચતુર્વિધ શ્રી સંઘની શાંતિ માટે આ તપનું અવલંબન બહુ જરૂરી છે. મંગલને કોણ ઇચ્છતું નથી? આજે સંપૂર્ણ સુખી કોણ છે? અપમંગલ ક્યાં નથી? અનિચ્છનીય પ્રસંગો કોને ત્યાં નથી બનતા? એક પ્રકારનું સુખ હોય, તો બીજા સેંકડો પ્રકારનાં દુઃખો પણ હોય છે. એવા સંકટો એક વ્યકિતના, હજારો

વ્યક્તિના, હજારો ગામની વ્યક્તિઓના ભેગાં થાય, તે સામૂહિક સંકટ રૂપે પણ કદી બની જાય, ત્યારે સંઘની શાંતિ માટે, ભાવિના સંઘના મંગલ માટે, તપોબલની આવશ્યકતા ઉભી થાય છે. ગામમાં ઘર દીઠ એક આયંબિલ થાય છે, તે સંઘના મંગલ માટે થાય છે. જેથી સામૂહિક અપમંગલો આવતાં અટકે છે. એથી એ તપ પાવન કરનાર* બને છે. સંઘમાં જેમ આરાધન કરનારા હોય છે, તેમ કોઇ કોઇ વ્યક્તિ વિરાધક ભાવને ભજનાર પણ હોય છે. તેઓ સંઘમાં અશાંતિ ઉપજાવવાનું પાપ પણ કરે છે. તેવાઓને શાંત કરવા તપના આલંબન વિના બીજો કોઇ રસ્તો હોતો નથી. વ્યંતરાદિના ઉપદ્રવોને પણ શાંત કરવા તપ ઉત્તમ મનાય છે. શ્રી નાગકેતુના કરેલા અઠ્ઠમ તપના પ્રભાવથી દેવને પણ ચરણે ઝૂકાવ્યો. આયંબિલ તપના પ્રભાવથી દ્વારિકાનગરી સુરક્ષિત હતી. એ તપ એક દિવસ ન થયું તે દિવસે એ મોકાનો લાભ લઇ એ મહાનગરીને બાળીને ભસ્મ કરવામાં આવી. એક આયંબિલ શ્રી સંઘમાં કેટલો વખત સુધી મંગલકારક કેટલું બધું નિવડયું? આસો ચૈત્રની ઓળીઓમાં પણ નવપદના જાપાદિના આરાધન ઉપરાંત જો આયંબિલનું વિધાન ફરજિયાત ન હોય, તો આટલો પ્રભાવ પડી શકે નહીં. (૫)

તપસ્યામાં જેણે ઘણી અનુકુળતા રહેતી હોય, તેવાઓને એક પછી બીજા મોટાં તપો કરવાનું મન થયા કરે છે. એટલે ચડતા અધ્યવસાયથી ક્રમે કરીને ઉપવાસ છઠ્ઠ, અઠ્ઠમાદિ તપો કરવાનું બળ પણ તેનામાં ઉત્પન્ન થાય છે. એમ અઠ્ઠમ અથવા તેથી વિશેષ તપ જ્યારે તપસ્વીઓ કરે છે, અને એ તપ વખતે ક્રોધાદિ રહિત હોય, તો એ

તપતેજનું આકર્ષણ લોહચુંબકની જેમ દૂર દૂર સુધી પહોંચે છે. એટલે તપસ્વી અહીં કાઉસ્સગ્ગ ધ્યાનમાં રહે અને તેના પ્રભાવથી હજારો અને લાખો માઇલ દૂરથી દેવતાઓ એ તપસ્વીના દર્શન અને વંદન કરવા આવે છે. આત્માના આવા મહાન ચમત્કારિક બળને પ્રગટ કરનાર તપનું આલંબન પ્રત્યેક આત્માએ લેવું જોઇએ. તેનાથી ઘણાં ઘણાં ગુણોની પ્રાપ્તિ થાય છે. સિદ્ધિઓ, લબ્ધિઓ, અને આત્મિક શક્તિઓ તપથી જ પેદા થાય છે. તપનું એટલું બધું માહાત્મ્ય છે, કે તેની હોડ દર્શન–જ્ઞાન કે ચારિત્ર કરી શકતા નથી. તે મહાગુણને અહીં બતાવવામાં આવેલ છે, કે અઠ્ઠમ કે તેની ઉપરની તપસ્યા કરનારાઓ જો કે તે નિરાશંસ અને અનાસક્ત ભાવે પોતાનું તપ આચરતા હોય છે. છતાં દેવોના સિંહાસનોને ચલાયમાન કરવાનું તેનામાં બળ છે. તપસ્વીના એ મહાન તપથી આકર્ષાઇને વૈમાનિક દેવલોકમાંથી પણ, દેવ દેવીઓ અહીં દર્શન કરવા આવવા પ્રેરાય છે. મનુષ્ય લોકની દુર્ગંધ ૪૦૦ થી ૫૦૦ યોજન સુધી ઉપર પહોંચે છે, એટલે વૈમાનિક દેવાવાસોના સ્વચ્છ વાતાવરણમાંથી અહીં આવવાનું મન જ થતું નથી. પણ કોઇ તીર્થંકર ભગવાનના કલ્યાણકોના નિમિત્તે, કે તીર્થાદિની યાત્રાના કારણે, કે આવા તપસ્વીઓના દર્શનાદિના કારણે, તેઓ આવી ભૂમિપર આવવા ચાહના કરે છે. લોહચુંબકની જેમ આ તપ એક મહાન આકર્ષણ બની જાય છે. તેથી એ એક અનુપમ ગુણ છે. વળી બધાય માણસો આ અણસણ તપ કરી શકતા નથી. માત્ર જેઓને પૂર્વ જન્મનું કે જન્માંતરનું તપ સાથે લેણું હોય, તેઓ જ તપ કરી શકે છે. એ કારણથી જ્ઞાનીઓ તપસ્વીઓની હાંસી કરતાં નથી, અને

સમજુ ને શાંત તપસ્વીઓ પણ, તપને ગૌણ બનાવી દર્શન, જ્ઞાન કે ચારિત્રમાં ઉદ્યમ કરનારા મહર્ષિઓની હાંસી મજાક ઉડાવતા નથી. એવી રીતે બીજા યોગોથી અવિરોધ ભાવે રહીને આરાધન કરવામાં સૌ પોતાનું શ્રેય માને છે. તેથી જ એ તપ મુક્તિ માર્ગનું સાધક બને છે. (૬)

પાંચે ઇંદ્રિયોના વિષયોમાં મસ્ત બનેલા માનવીઓ કોઇ પણ પ્રકારે આત્મસિદ્ધિ સાધી શકતા નથી. જ્યારે પોતાને એમ સમજાય, કે આ વિષયોની સામગ્રીઓ મને દુર્ગતિમાં લઇ જનાર છે, આંખ, કાન, જીભ વિગેરેના ગુલામ બની તે તે વિષયોની પ્રાપ્તિ માટે અનેક પાપો કરવાં પડે છે. "એ વિષયો જ મને તે પાપો દ્વારા ઘણાં દુઃખો આપશે" એમ એને ખાત્રી થાય, કે એવા ભગવાનના સિદ્ધાંતો વાંચીને અથવા સાંભળીને સાચું આત્મ ભાન થાય, ત્યારે જ એ વિષયો ઉપર વિરાગ ઉત્પન્ન થાય છે. ચોરની સોબતથી આપણી પ્રતિષ્ઠા અને આબરુ જો ઓછી થતી હોય, તો સાવચેત રહી તેનાથી દૂર રહેવાનું મન ડાહ્યા માણસને તો જરૂર થાય, એટલે એનાથી એને વિરાગ પેદા થાય. તેવી જ રીતે ઇંદ્રિયોના વિષયોની દુર્ગતિમાં ધકેલનાર દુર્જનના જેવી સત્ય પિછાણ થયા પછી, ઇંદ્રિય દમનનું અથવા તો તપસ્યાનું આલંબન લેવા માટે તો સહેજે મન થાય છે. આ પ્રમાણે ઉલ્લાસ અને ઉમંગપૂર્વક તપસ્યા કરવાનું મન કરીને, કઠોર હૈયું કરીને સહનશીલતા જેવો મહાન ગુણ આત્મા કેળવી શકે છે. જ્યારે એ તપ ઉમંગથી આરંભે છે, ત્યારે એક મહાન મહોત્સવ ઉજવ્યા બરોબર તેને આનંદ થાય છે. જેમ લગ્ન પ્રસંગે ખુશાલી હોય, તેમ એ તપસ્વીને મન આ તપ એક મહોત્સવ જેટલો આનંદ

આપે છે. આવો ઉત્સાહ જેનામાં નથી હોતો તેવાઓનું તપ એક વેઠ રૂપ બની જાય છે. આવી કઠીન તપસ્યા કોઈની પાસે પણ ફરજિયાત કરાવી શકાતી નથી. જો તેમ બની શકતું હોત, તો તીર્થંકર ભગવંતો દેવેંદ્રો પાસે એકાદ ઉપવાસ તો જરૂર કરાવત. મરજીયાત હોવાથી બધાય માણસો આ તપ કરતા નથી. જેઓ જીભના સ્વાદને જીતી શકતા નથી. તેવાઓ આવી મોટી તપસ્યા તો શું, પણ નાનાં નાનાં તપો પણ કરી શકતા નથી. તેમાં ઇંદ્રિયોની આધીનતા જ મુખ્ય કારણ છે. શાસ્ત્રોમાં ભાવસહિતની અને જ્ઞાનપૂર્વકની ક્રિયાઓને 'અમૃત-ક્રિયા' કહી છે. જ્યારે તે વેઠ રૂપે—અનિચ્છાએ—કે વગર મને કરે છે, ત્યારે શાસ્ત્રોની પરિભાષામાં વિષ અને ગરલ ક્રિયા બની જાય છે. બીજી રીતે દ્રવ્યક્રિયા અને ભાવક્રિયાના બે પ્રકારો પણ કહી શકાય. જેમ કહેવાય છે કે "મેરુપર્વત જેટલા (આપણાં જન્મોજન્મમાં) ઓઘા મુહુપત્તિ થઈ ગયા" એનો અર્થ એજ થયો કે ચારિત્રની કે તપની ક્રિયા જે જે કરી હશે, તે ભાવ વિનાની લુખી અને રસહીન થઈ હશે, તેમાં વિરાધનાઓનો ડર નહીં રહ્યો હોય, આરાધનાનો પૂરો ખ્યાલ નહીં રહ્યો હોય, તથા તે તે તપાદિમાં ઉમંગના તરંગો રૂપ મુક્તની સોપાન શ્રેણિનો ખ્યાલ નહીં આવ્યો હોય, એ રીતે મનોલ્લાસમાં મહોત્સવ જેવો આનંદ નહીં હોય. જેમ એક કૂવો ખોદવા ખર્ચ અને શ્રમ લઈએ, પણ એ પૂર્ણ તૈયાર થયા બાદ એમ લાગે કે આનું પાણી તો ખારું નિકળ્યું, તેની મહેનત ને પૈસો જેમ નકામા જાય છે, તેમ સંસારિક ઈચ્છાઓ સહિતની ધર્મ ક્રિયાઓ મુક્તિના ફળ વિનાની બને એ સ્પષ્ટ જ છે. એક દિવસનું ચારિત્ર વૈમાનિકની દેવગતિ

સુધી પહોંચાડવાની તાકાતવાળું હોય, ને મેરુ જેવડા ઓઘા મુહુપત્તિમાં કેમ શકિત ન હોય? તો આપણે ઉંડા ઉતરીને જોઇશું તો જણાશે, કે કેટલી ધર્મક્રિયાઓ જે દુનિયામાં થાય છે, તે સંસાર વધારવા માટે પણ થતી હોય. જેમ કે તલક કરીશું તો કોઇ હજાર બે હજાર ધીરશે, આ તીર્થની જાત્રા પાંચ વર્ષે નહીં કરું તો મને ધંધામાં નુકશાન થશે, તેવો ડર રહે ને તીર્થયાત્રાએ જાય, પુત્ર કે લક્ષ્મીની ઈચ્છાથી વીતરાગની પૂજા ભકિત કરે, એવા કાર્યોમાં છૂપાએલી અંતરની અભિલાષાઓ જો કે મહાજ્ઞાનીઓ પાસે તો પ્રગટ જ હોય છે, છતાં પોતે અહીં છૂપાવે છે. જો કે એ દ્રવ્ય ક્રિયાઓ નકામી જાય છે, તેનું તેને દુઃખ રહેતું નથી. માટે જ અહીં કહ્યું છે, કે જ્ઞાનપૂર્વક તપસ્યા કરનારના અને જ્ઞાની–નિશ્રિત ક્રિયા કરનારના મનમાં નાની પણ તપસ્યા કરતાં અપૂર્વ મહોત્સવ મનાવવા જેવો આનંદ ઉભરાતો હોય છે.

વળી એ પણ એક મહત્ત્વની બાબત અહીં બતાવવામાં આવી છે, કે જીવો રસાસ્વાદના ચટાકાને કારણે જ તપથી દૂર ભાગતા હોય છે. તપ કરવા ગુરુ મહારાજ પ્રેરણા કરે, કે “આ ખાવાનું છોડો, આનાં પચ્ચક્ખાણ કરો, આની બાધા કરો, આ વિગય ત્યાગ કરો વિગેરે વિગેરે.” એટલે ગુરુ મહારાજથી જેઓ દૂર ભાગતા ફરે છે, તેઓને તેમ કરવાથી પોતાને નુકશાન થઇ રહ્યું છે, એમ પોતે સમજી શકતા નથી. એ રીતે પોતાના કલ્યાણના દ્વાર પોતે જ બંધ કરી રાખે છે. તેમાં આહારના ચટાકાજ મુખ્ય કારણ છે. તેના કરતાંય અધિકતર માનવ ભવ હારી જનારા તો વ્યસનોથી પરાધીન થએલા માણસો હોય છે. તેઓ નવકારશી જેવું પણ પચ્ચક્ખાણ કરી

હોય તેથી શું? એવાં ઘોર પાપ કર્મોથી છૂટકારો જો પામવો હોય, તો તપનું આલંબન કદી છોડવું જોઇએ નહીં. કયા ભવમાં ઘોર પાપ કર્મો કર્યાં હશે, તે આપણે જાણતા નથી, માટેજ જૂદાં જૂદાં તપો કર્યાં જ કરવાં જોઇએ. આ ભવ જેવો અવસર ફરી કયારે મળશે? દેવ ને નારકી ગતિમાં તપ થાય જ નહીં. તથા જે માનવભવ પામીને પણ તપ કરતા નથી, તે તિર્યંચ પંચેંદ્રિયના ભવમાં તો કયારે કરવાના હતા? એથી સમજાશે, કે આ ભવ કેટલો બધો કિંમતી છે! એની પળે પળ કેટલી બધી કિંમતી છે. કોહિનૂરના હીરા કરતાંય તે અધિક કિંમત ધરાવે છે. આવી કિંમતી પળોને હારી જનારાઓ ચિંતામણી રત્નને વેચીને કાચ લેવા જેવું મૂર્ખતા ભર્યું કામ કરનારા કેમ ન કહેવાય? રસોઈ પકાવવામાં અગ્નિની જરૂરત પડે છે, સોનું શુદ્ધ કરવામાં અગ્નિની જરૂરત પડે છે, તેમ આત્માને વિશુદ્ધ બનાવવા તપ અગ્નિની જરૂરીઆત પડે છે. અહિંસા–સંયમ અને તપ એમ ત્રણ પ્રકારના ધર્મમાં તપનું સ્થાન પણ ઘણુંજ મહત્ત્વનું છે. એ મહત્ત્વભર્યા તપાનુષ્ઠાનને આત્મવત્ બનાવી દેનારા ભાગ્યશાળી આત્માઓ આ ભવ પરભવને સુધારનારા હોવાથી નમસ્કાર્ય બની જાય છે. (૮)

આ પૃથ્વી તલ ઉપર જો એ તપ ક્ષમા ગુણ યુક્ત થાય તો મનુષ્યના વ્યક્તિત્ત્વને તથા તેના આદરેલા તપને દિપાવનાર બને છે. એ તપના પ્રભાવથી સહનશીલતાની સાથે ધીરતા અને ગંભીરતાના ઉચ્ચગુણોને કેળવીને આ પૂજાના કર્તા પૂ. શ્રી જિતેન્દ્રવિજયજી મહારાજ મુક્તિની સાધનામાં મસ્ત બની મુક્તિના અનંતા સુખો મેળવવાની આશા રાખે છે. એનું એજ કારણ છે, કે સંસારી આત્માઓ અધીરા બની જાય છે, ને

ગંભીર હોતા નથી, તેથી ઉછાછળાં કામો કરે છે, ને પાછળથી પસ્તાય છે. પરંતુ આ નવપદારાધનમાં તુચ્છતા કે અધીરાઈ ઘડી પણ ટકી શકે નહીં. બીજાને ક્ષમા નહીં આપનારા ક્રોધીઓ અને ઈર્ષાળુઓ આ તપારાધનનું ફળ મેળવી શકતા નથી. કારણ કે કર્મ બાંધવામાં આત્મા જેટલો શૂરો છે, તેટલો કર્મક્ષયના કામો કરવામાં પરાક્રમ-વાળો જલ્દી બનતો નથી. એવું ઘણે ઠેકાણે જોવાય છે. માટે જ તપ કરવાનું મન તેમને થતું નથી. દુનિયામાં આવું તપ પોતે ન કરી શકતા હોવાથી લાખો માનવીઓ આ તપ કરનારાઓને નમી પડે છે, તેનું પણ આજ કારણ છે. આ રીતે દર્શન–જ્ઞાન–ચારિત્ર અને તપની સંયુક્ત આરાધના મુક્તિની સિદ્ધિ કરી આપનાર બને છે. તપસ્વીનો તપનો પ્રભાવ એટલો બધો હોય છે, કે તેની સામે કોઇ જોઇ શકતું નથી. એવું તપ તેજ સર્વત્ર પ્રશંસાને પાત્ર બને છે. (૯)



# અથ કળશ.

ગાયો ગાયો રે શ્રી સિદ્ધચક્ર ગુણ ગાયો, નવપદ મહાતમ વિશ્વે વ્યાપે, જિનશાસન સુખદાયો; દેવ ગુરુને ધર્મ આરાધી, મંગળ છાંય છવાયો રે. શ્રી૦ (૧) છ અઠ્ઠાઈમાં શાશ્વત જાણો, ભાવ આરાધન ઠાયો; આસો ચૈત્રી આંબિલ કરતાં, અવિકાર ગુણને પાયો રે. શ્રી૦ ( ૨ ) તપગચ્છમાંહી થયા પ્રતાપી, વિજયાનંદસૂરિ રાયો; પાટે તસ શ્રી કમળસૂરીશ્વર, તેજ પ્રતાપ અમાયો રે. શ્રી૦ ( ૩ ) લબ્ધિસૂરીશ્વર, પ્રૌઢ પ્રતાપી, કવિકુલકિરીટ કહાયો; ઉદ્ધાર જેણે કીધો અમારો. ભવદવથી ઉગરાયો રે. શ્રી૦ ( ૪ ) વિમળ વિવેકી જાસ પ્રભાવે. જ્ઞાન દીપક પ્રગટાયો; શ્રુત નિધિનો દીધો પટારો, સંયમ સુખ વિલસાયો રે. શ્રી૦ ( ૫ ) ગુણ યશ જેનો દિગ દિગ વ્યાપે, ધન ધન તે સૂરિરાયો; તાસ પંન્યાસ પ્રવિણવિજય ગણિ, મહિમાવિજય સુખદાયો રે. શ્રી૦ ( ૬ ) સુરત નિકટ રાંદેરે કીધું, ચોમાસું હિતદાયો; આસો માસની ઓળી પ્રસંગે, નવપદ મન ઉલ્લસાયો રે. શ્રી૦ ( ૭ ) રાંદેરે

શ્રી ઋષભ જિનેશ્વર, મંદિર પૂજા ભણાયો; ભક્ત-વત્સલ છે જેહનું શાસન, સ્મરણ શત્રુંજય લાયો રે. શ્રી૦ (૮) સંવત બે હજાર ને એકે, આશ્વિન પંચમી ઠાયો; મંગળ યોગે પૂરણ પૂજા, ઘર ઘર મંગળ પાયો રે. શ્રી૦ (૯) શ્રી સંઘના ધર્મ ઉમંગે, આચારાંગ સૂત્ર વંચાયો; સંઘ શાસન ને નવપદ સેવા, ઉલ્લાસે વિરચાયો રે. શ્રી૦ (૧૦) સંઘવી જીવનચંદ નવલ-ચંદે, ઓળી સુરત ઉજવાયો, તાસ સ્મરણ એ પૂજા બનાવી. ભક્તિથી આકર્ષાયો રે. શ્રી૦ (૧૧) દેવ દેવી જસ સેવા કરતા, સિદ્ધચક્ર ઉર આયો; કરણ કરાવણ ને અનુમોદન, નરભવ સફળ કરાયો રે. શ્રી૦ (૧૨) ગુણ ગાતાં ને વળી હરખાતાં, પાવન મન વચ કાયો; તપ કરતાં ને વળી નિર્જરતાં, જિતેન્દ્રવિજય શ્રુત ગાયો રે. શ્રી સિદ્ધચક્ર ગુણ ગાયો. (૧૩)

*(કળશનો અર્થ સુગમ હોવાથી અહીં આપવામાં આવેલ નથી.)*

: કાવ્યમ્ : અર્હદ્ધર્મ૦

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ. તપપદ સંશોભિત શ્રી સિદ્ધચક્રાય જલાદિકં યજામહે સ્વાહા.

॥ ઇતિ શ્રી નવપદ પૂજાયાં નવમ શ્રી તપપદ પૂજા સંપૂર્ણ. ॥ ૯ ॥

ઇતિ પૂ. મુનિરાજ શ્રી જિતેન્દ્રવિજયજી મહારાજ વિરચિત
શ્રી સિદ્ધચક્ર મહાત્મ્ય સ્વરૂપ નવપદ પૂજા સમાપ્ત.

# શ્રી નવપદજીના દુહા.

( શ્રી નવકાર મંત્રનો તપ કરનારને પણ આ દુહા કામ આવે છે. )

( રાગઃ—વીર જિનેશ્વર ઉપદિશે. )

પહેલે પદે સિદ્ધચક્રમાં, શ્રી અરિહંત પદ આવે રે;
શાસન સ્થાપી તારતાં, તીર્થંકર નામ સોહાવે રે. શ્રી સિ૦ (૧)
શ્રી સિદ્ધચક્ર આરાધીએ, જેહ પ્રભાવે તરીએ રે;
આતમ શુદ્ધિના કારણે, તપ આંબિલનું કરીએ રે શ્રી સિ૦ (૨)
કર્મ રહિત જે આતમા, શાશ્વત સિદ્ધ સ્વરૂપી રે;
કરીએ તેહ ઉપાસના, નિરંજન ને અરૂપી રે. શ્રી સિ૦ (૩)
કરે ઉપકારો શાસને, પ્રભાવક ગુણ સોહે રે;
તેહ આચારજ નિત નમું, ભવિજનનાં મન મોહે રે શ્રી સિ૦ (૪)
ભણે ભણાવે શિષ્યને, દર્શને સ્થિર કરાવે રે;
તે ઉવજ્ઝાયને હું નમું, ઉદ્ધારક સમતા શિખાવે રે. શ્રી સિ૦ (૫)
જ્ઞાન ક્રિયામાં રહેતા રસિયા, તપ તપતા નિત્ય ઘોર રે;
પંચમ પદે મુનિવર ભલા, સાધતાં જેમ ઘન મોર રે. શ્રી સિ૦ (૬)
ભાખ્યું સહુ અનુષ્ઠાનમાં, સમ્યગ દર્શન સાચું રે;
તે ઉજ્વલ ભાવે ઉપાસીને, પરમ સંવેગે રાચું રે. શ્રી સિ૦ (૭)
વસ્તુ યથાસ્થિત દાખવે, ચારિત્ર શુદ્ધ કરાવે રે;
નિર્મળ દર્શનને જે કરે, જ્ઞાનથી શિવસુખ ચાખે રે. શ્રી સિ૦ (૮)
દેશ ને સર્વ આરાધીએ, ચારિત્ર દોય પ્રકારે રે;
ચારિત્ર ત્રિભુવનમાં વડું, નમીએ ભાવ ઉદારે રે, શ્રી સિ૦ (૯)
તપ ગુણ તેહનો શોભતો, જે સમતા રસે ઝીલે રે;
ભવ ક્રોડનાં કીધાં કર્મને, મન નિષ્કામ તે પીલે રે. શ્રી સિ૦ (૧૦)
પ્રગટે અઠ લબ્ધિ જેહથી, તે સિદ્ધચક્ર દિલ લાવો રે;
જિતેન્દ્રવિજય પદ પામતાં, મુક્તિ મંગળ સુખ પાવો રે. શ્રી સિ૦(૧)

# ચોવીશ તીર્થંકરોનો ટૂંક પરિચય.

| નંબર | ૧–નામ | ૨–જન્મ | ૩–પિતા | ૪–માતા | ૫–આયુષ્ય | ૬–દેહ પ્રમાણ | ૭–લંછન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | વિનીતા | નાભિરાજા | મરૂદેવા | ૮૪ લાખ પૂર્વ. | ૫૦૦ ધનુષ્ય | વૃષભ |
| ૨ | અજિતનાથ | અયોધ્યા | જિતશત્રુ | વિજયા | ૭૨ લાખ પૂર્વ. | ૪૫૦. ,, | ગજ |
| ૩ | સંભવનાથ | શ્રાવસ્તિ | જિતારી | સેના | ૬૦ લાખ પૂર્વ. | ૪૦૦ ,, | ઘોડો |
| ૪ | અભિનંદન | અયોધ્યા | સંવર | સિદ્ધાર્થા | ૫૦ લાખ પૂર્વ. | ૩૫૦ ,, | વાનર |
| ૫ | સુમતિનાથ | અયોધ્યા | મેઘરથ | સુમંગલા | ૪૦ લાખ પૂર્વ. | ૩૦૦ ,, | ક્રૌંચ |
| ૬ | પદ્મપ્રભ | કૌશાંબી | શ્રીધર | સુસીમા | ૩૦ લાખ પૂર્વ. | ૨૫૦ ,, | કમળ |
| ૭ | સુપાર્શ્વનાથ | વાણારસી | સુપ્રતિષ્ઠ | પૃથિવી | ૨૦ લાખ પૂર્વ. | ૨૦૦ ,, | સ્વસ્તિક |
| ૮ | ચંદ્રપ્રભ | ચંદ્રપુરી | મહાસેન | લક્ષ્મણા | ૧૦ લાખ પૂર્વ. | ૧૫૦ ,, | ચંદ્ર |
| ૯ | સુવિધિનાથ | કાકંદી | સુગ્રીવ | રામા | બે લાખ પૂર્વ. | ૧૦૦ ,, | મગરમચ્છ |
| ૧૦ | શીતલનાથ | ભદ્દીલપુર | દ્રઢરથ | નંદા | ૧ લાખ પૂર્વ. | ૯૦ , | શ્રીવત્સ |
| ૧૧ | શ્રેયાંસનાથ | સિંહપુર | વિષ્ણુ | વિષ્ણુ | ૮૪ લાખ વર્ષ. | ૮૦ ,, | ગેંડો |

| નંબર | ૧—નામ | ૨—જન્મ | ૩—પિતા | ૪—માતા | ૫—આયુષ્ય | ૬—દેહ પ્રમાણ | | ૭—લંછન |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨ | વાસુપૂજ્ય | ચંપાપુરી | વસુપૂજ્ય | જયા | ૭૨ લાખ વર્ષ. | ૭૦ | ધનુષ્ય | મહિષ |
| ૧૩ | વિમળનાથ | કંપીલપુર | કૃતવર્મ | શ્યામ | ૬૦ લાખ વર્ષ. | ૬૦ | ,, | વરાહ |
| ૧૪ | અનંતનાથ | અયોધ્યા | સિંહસેન | સુયશા | ૩૦ લાખ વર્ષ. | ૫૦ | ,, | સિંચાણો |
| ૧૫ | ધર્મનાથ | રત્નપુરી | ભાનુ નૃપતિ | સુવ્રતા | ૧૦ લાખ વર્ષ. | ૪૫ | ,, | વજ્ર |
| ૧૬ | શાંતિનાથ | ગજપુર | વિશ્વસેન | અચિરા | ૧ લાખ વર્ષ. | ૪૦ | ,, | હરણ |
| ૧૭ | કુંથુનાથ | ગજપુર | શૂર | શ્રીમતી | ૯૫ હજાર વર્ષ. | ૩૫ | ,, | છાગ |
| ૧૮ | અરનાથ | ગજપુર | સુદર્શન | મલ્હાર | ૮૪ હજાર વર્ષ. | ૩૦ | ,, | નંદ્યાવર્ત |
| ૧૯ | મલ્લિનાથ | મિથિલા | કુંભરાજા | પ્રભાવતિ | ૫૫ હજાર વર્ષ. | ૨૫ | ,, | કળશ |
| ૨૦ | મુનિસુવ્રત | રાજગૃહી | સુમિત્ર | પદ્માવતી | ૩૦ હજાર વર્ષ. | ૨૦ | ,, | કાચબો |
| ૨૧ | નમિનાથ | મિથિલા | વિજયસેન | વપ્રા | ૧૦ હજાર વર્ષ. | ૧૫ | ,, | નીલકમલ |
| ૨૨ | નેમનાથ | શૌરીપુરી | સમુદ્રવિજય | શિવાદેવી | ૧ હજાર વર્ષ. | ૧૦ | ,, | શંખ |
| ૨૩ | પાર્શ્વનાથ | વાણારસી | અશ્વસેન | વામા | ૧૦૦ વર્ષ. | ૯ | હાથ | સર્પ |
| ૨૪ | મહાવીર સ્વામી | ક્ષત્રિયકુંડ | સિદ્ધાર્થ | ત્રિશલા | ૭૨ વર્ષ. | ૭ | હાથ | સિંહ |

| નંબર | ૮ પરિવાર | | ૯ નિર્વાણ | ૧૦ યક્ષ | ૧૧ યક્ષિણી |
| --- | --- | --- | --- | --- | --- |
| | સાધુ | સાધ્વી | | | |
| ૧ | ૮૪,૦૦૦ | ૩,૦૦,૦૦૦ | અષ્ટાપદ | ગોમુખ | ચક્રેશ્વરી |
| ૨ | ૧,૦૦,૦૦૦ | ૩.૩૦,૦૦૦ | સમેતશિખર | મહાયક્ષ | અજિતબલા |
| ૩ | ૨,૦૦,૦૦૦ | ૩,૩૬,૦૦૦ | ,, | ત્રિમુખ | દુરિતારી |
| ૪ | ૩,૦૦,૦૦૦ | ૬,૩૬,૦૦૦ | ,, | ઇશ્વર | કાંલી |
| ૫ | ૩,૨૦,૦૦૦ | ૫,૩૦,૦૦૦ | ,, | તુંબરૂ | મહાકાલી |
| ૬ | ૩,૩૦,૦૦૦ | ૪,૨૦,૦૦૦ | ,, | કુસુમ | અચ્યુતા |
| ૭ | ૩,૦૦,૦૦૦ | ૪,૩૦,૦૦૦ | ,, | માતંગ | શાંતા |
| ૮ | ૨,૫૦,૦૦૦ | ૩,૮૦,૦૦૦ | ,, | વિજય | જ્વાલા |
| ૯ | ૨,૦૦,૦૦૦ | ૧,૨૦,૦૦૦ | ,, | અજિત | સુતારા |
| ૧૦ | ૧,૦૦,૦૦૦ | ૧,૦૦,૦૦૬ | ,, | બ્રહ્મ | અશોકા |
| ૧૧ | ૮૪,૦૦૦ | ૧,૦૩,૦૦૦ | ,, | મનુજેશ્વર | શ્રીવત્સા |
| ૧૨ | ૭૨,૦૦૦ | ૧,૦૦,૦૦૦ | ચંપાપુરી | કુમાર | ચંડા |

સિદ્ધાચલ નિરખી ભવોભવની, અલચ્છી ગઇ રોવંતી,
રિદ્ધિસિદ્ધિ લીલા સુખ પાઇ, હૈડે હેજ હસંતી,
લાલ....પૂરવ પુણ્ય પનોતી....આપો. (૫)

શિવસુંદરી વરવા વરમાલા, કંઠે ઠવી વશ હોતી,
'જ્ઞાન વિમલ' પ્રભુ ગુરુનો મહિમા, કામગવી દોહંતી,
લાલ....પૂરવ પુણ્ય પનોતી....આપો. (૬)

## ભાવાર્થ.

હે ભાગ્યવાન! આ તીર્થાધિરાજના સામેજ દર્શન થાય છે. એ મહાગિરિવરને વધાવવા માટે મારી પાસે કાંઇ નથી. સાધન વિના હું સાથી વધાવું ? મને મહામૂલાં મોતી આપો. હું તેનો ખોબો ભરીને મારી અભ્યંતરની ખુશાલી વ્યક્ત કરું. મારા આજ સુધીના નિષ્ફળ ગયેલા દિવસો મને યાદ આવે છે. અહો, આજે મારો દિવસ સફળ થયો. મારા હૃદય સાગરમાં ભરતી આવી. ન માલુમ સાગરના મોતી ઉછળીને અહીં એકઠા બની ગયા. જાણે મહાસાગર પણ કુદીને અહીં આવી ગયો. જાણે શું એ સાગરે શ્રદ્ધાના મોતી જ વરસાવવા માંડયા, અને એથી મારા હૃદયમાં અંધારું હતું, તેમાં મારી અત્યારસુધીની દાદાના દર્શનની આશાઓના બાંધેલા મહેલમાં આજે એક નિર્મળ જ્યોત પ્રગટી. આથી હવે બીજો કોઇ આનંદ મારા માટે કયો હોઇ શકે ? પુત્ર દૂર દૂર દેશથી દશે વર્ષે

આવે ને તેને જોતાં ફૂલની માળા તો સૌ કોઇ હર્ષથી પહેરાવે, પણ મને તો આ પાવન તીર્થાધિરાજના દર્શનથીજ એટલો અભૂતપૂર્વ આનંદ થયો છે, કે હું મોઘાંમાં મોઘાં એટલે અતિ મૂલ્યવાન એવા મોતીઓથી આ તીર્થને વધાવવા ઇચ્છું છું. મારા એ ઉભરેલા ઉલ્લાસને તમે કોઇ પણ રોકશો નહીં.

મહાભાગ્ય હોય તોજ આ વિમલાચલ તીર્થના પુણ્ય દર્શન થાય છે. તેથી જ આજે હું મારું ધન્ય જીવન માનું છું. તીર્થને વધાવવા માટે મોતી પણ ઉંચા જોઇએ. એવે વખતે મને તમે હલકા મોતી આપશો નહીં, તેમ ભાવતાલ પણ કરવા બેસશો નહીં. તમારી પાસે જે ઉંચામાં ઉંચી જાતના મોતી હોય તે આ તકે મને આપો. આવો ઉલ્લાસ ફરી આવે કે ન પણ આવે, માટે મને નિરાશ સ્હેજ પણ કરશો નહીં. આવા ઉંચા મોતી આ શું લેશે? એના પૂરા દામ પણ એ શું ચુકવશે? એવી શંકાઓ મનમાં પણ લાવશો નહીં, તમને હું ઓછું કદી નહીં આપીશ. આવા મનના મનોરથો કંઈક પુણ્યવાનોના આનંદોલ્લાસમાં આવતાં થઇ જાય છે, ને થતા જ હશે, એમ ધારીને આ સ્તવનના કર્તા મહા પંડિત પૂ. આ. મ. શ્રી જ્ઞાનવિમલસૂરીશ્વરજી મહારાજે આ ઉર્મિઓને કાવ્યરચનામાં આજથી લગભગ ત્રણસો વર્ષ અગાઉ ગુંથી છે. ખરેખર આ તીર્થની ત્રણ ભુવનમાં જોડ નથી. મુક્તિગમન જ્યાંથી શકય છે એવી ૧૫ કર્મ ભૂમિમાંથી આ ભારતભૂમિને છોડીને બીજા ૧૪ ક્ષેત્રમાં આવી પુણ્ય ભૂમિ કોઇ નથી. એવી પુણ્ય ભૂમિની સ્પર્શના ભાગ્યહીન કયાંથી

કરી શકે ? તેથી મને એમ થાય છે, કે મારા ભાગ્યના તેજસ્વી દ્વાર ખરેખર આજે ખુલ્લી ગયા છે. હવે મારા જેવા મંદભાગીનું ભાગ્ય તેજ થશે, ભારેકર્મી એવો હું હળુકર્મી થઇશ. મુક્તિના ધ્યેયથી હું દૂર હતો, તે હવે નિકટ થયો. એટલે એ ઉઠતી ઉર્મિઓ આગળ ગમે તેટલું પણ મોતીનું મૂલ્ય કાંઇ હિસાબમાં નથી. લાખ રૂપિયાની જાત્રાનો લાભ થતો હોય, અનંતા જન્મોના પાપ નાશ પામતા હોય, ત્યાં બે રૂપિયાનો ડોળીનો ખર્ચ શા વિસાતમાં ? શરીર કોઇનું વૃદ્ધ હોવાથી ડોળીમાં બેસે, પણ ડોળીમાં બેસવા છતાં ભાવના રસ તો પ્રભુના દર્શન થતાં તાજો જ હોય છે. એ હેતુથી અહીં કહેવામાં આવ્યું છે, કે મોતીઓથી આ ગિરિરાજને તો હું વધાવું છું, તે મોતી દ્રવ્ય મોતી છે. પણ ખરી રીતે જોતાં તો હું મારી પૂર્વની પુણ્ય પનોતીને અથવા મારી ઉદયાવલિકાના પુણ્ય કર્મોને જ ભાવપૂર્વક હું વધાવું છું. એ પુણ્ય કર્મો મને અહીં સુધી ખેંચી લાવ્યા, એને હું વધાવી લઉં તો જ તે યોગ્ય છે, કે મારું પુણ્ય ફળ્યું. તેથી આ ગિરિરાજના હું અત્યારે દર્શન પામી શકયો. એ પુણ્ય કર્મો મને વારંવાર અહીં કોઇને કોઇ નિમિતે ખેંચી લાવે તો કેવું સારું ? પછી ભલે તેમાં કોઇ બિમાર સંબંધીને મળવા આવવાનું થાય, કે વેપાર નિમિત્તે આવવાનું થાય, અથવા કોઇ કાકા મામા જેવા સંબંધીઓ ચોમાસી તપ કે વર્ષીતપના પારણા નિમિત્તે આવવાનું થાય ! ગમે તેમ હો, મારું પુણ્ય અત્યારે જાગતું છે. મારા અંતરાય અત્યારે તૂટયા છે. ને મારું ભાવિ ઉજળું થવાનું હશે, તેથી જ આ મને આજે સુસંયોગ સાંપડયો છે.

આ તીર્થના જેને પરિચય ન હોય, તેને મન તો બીજા પહાડો ને ડુંગરો છે, તેવો જ આ એક છે, એમ માને છે. પરંતુ આપણા પૂર્વજોનો લખેલો લાખો ક્રોડો ને અસંખ્યાતા વર્ષોનો જે ઇતિહાસ આપણને મળી આવે છે, તેના પરથી એ સિદ્ધ થાય છે, કે ભગવાન શ્રી ઋષભદેવ સ્વામીએ આ ભૂમિની સ્પર્શના પૂર્વ નવ્વાણું વાર પધારીને કરેલ હતી. વળી એ ભગવાનની મૂર્તિ આજે પણ એટલી બધી અલૌકિક છે, કે એ "દાદા" ના દર્શનથી અવર્ણનીય આનંદથાય છે. તેવો આનંદ બીજા કોઇ તીર્થમાં આવતો દેખાતો નથી. એ વિશિષ્ટ ભાવપૂર્વક જિનબિંબ પણ એ મહત્ત્વભર્યા સ્થાનનું યથોચિત ગૌરવ વધારનાર બને છે. તેથી ૧૦-૨૦-૨૫ મણ ઘીની બોલી બોલીને પણ પુણ્યવાનો પહેલી પૂજા કરે છે, અને સ્વજન્મને ધન્ય માને છે. તેથી અહીં કહ્યું છે, કે શુદ્ધ કપડાં પહેરીને હું દાદાની પૂજા કરું. એ દાદાની અષ્ટપ્રકારી પૂજા કર્યા બાદ એ પ્રભુનું ધ્યાન ધરું તેમાં હર્ષમાં ને હર્ષમાં પોતાના સંસારનું સર્વસ્વ ભૂલી જઇને જિનમુદ્રા સન્મુખ ટગર ટગર જોયા કરું, તેથીય સંતોષ થતો નથી. આવી પવિત્ર તીર્થ ભૂમિપર આવીને યાત્રા કરતાં ઝાડો પિશાબ તો ન જ થાય, (ને જો થાય તો મહાન આશાતનાના પાતકી થવાય.) એટલુ જ નહીં, પણ એ પવિત્ર ભૂમિપર આપણાથી થુંકાય પણ નહીં. થુંકવાથી પણ એ મહાતીર્થની આશાતના થવાથી ઘોર પાપકર્મ બંધાય છે. કોઇ સારાં કપડાં પહેરીને આવનાર પર આપણે જો થુંકીએ તો તેને કેટલું દુઃખ થાય ? એટલો પણ વિચાર કરીએ તો તીર્થ આશાતનાના પાપનો ખ્યાલ આવી શકે. વળી સીમેંટની ભીંત જેટલી નક્કર હોય છે, તેટલો જ તેના પર ફેંકેલો (બોલ)

દડો સામો ડબલ જોરથી અથડાઈ આવે છે. તેમ આ તીર્થના કાંકરે કાંકરે અનંતા મોક્ષે ગયેલા છે. તેથી અહીંના પ્રત્યેક પરમાણુ પણ પવિત્ર મનાયા છે, તો પછી એ પવિત્ર ભૂમિની આશાતનાથી પણ ભયંકર નિકાચિત પાપબંધ કરાવનાર બને એ સ્વાભાવિક છે. વળી પિતાની ગાળ સાંભળીને જેમ ગુસ્સો આવે છે, તેમ અનન્ય ઉપકારીને તારક પ્રભુની કે એ પૂજ્ય તીર્થની અવિનય–આશાતના થાય તે કર્મબંધ કરાવનાર કેમ નહીં બને ? એમ આશાતનાઓથી બચીને પ્રભુ સામે ધ્યાન લગાવીને હર્ષોલ્લસિત વદને પ્રભુનું મુખ દેખ્યા કરવામાં આનંદોત્સવ જેટલો હર્ષ થાય છે.

અવી જ રીતે. પૂર્વ પુણ્યની સૂચક આ દાદાના દર્શનની ઘટના જ પ્રભુના મુખની સામે જોઇ રહેલ છે. અથવા તો એ પૂર્વ જન્મમાં કોઈ સુકૃત કર્યાં હશે, કે તેથી જે પુણ્યાનુબંધી પુણ્ય બંધાયું હોય, તેના પ્રતાપે જ ભગવાનના તે દર્શન કરે છે. એટલે કે એ પુણ્ય પનોતી મુખ મલકાવીને બસ પ્રભુના મુખને જ જોઇ રહેલ છે. **એમ હરખી હરખી નિરખે છે,** પણ તૃપ્તિ નથી. અથવા **નિરખી નિરખી હરખે છે,** તો અતૃપ્તપણે પણ આહ્‌લાદનો રસ આત્મિક એકાકાર આનંદને તે લૂંટી રહ્યો છે. એ એનો સાદો અર્થ છે. (૧)

એ પૂર્વના પુણ્યની સંકેતિકા–પનોતી વળી બીજું શું કામ કરી રહી છે ? તે કહે છે, કે એ પનોતી–સંકેતિકા જન્મોજન્મના પૂર્વના એકઠાં કરેલાં ઘોર પાપોના પુંજોને તથા દુઃખાદિના મેલને તે ધોનારી છે. પ્રભુ દર્શનના આનંદ અતિરેકથી હું ઉલ્લસિત થયો. એટલે એક દિવસ હું જ્યારે ભગવંતના ગુણો રૂપી મોતીઓની એકત્રિત એક માળા ગુંથવા બેઠો.

મોતીની માળા તો ઝવેરીઓને ત્યાં તૈયાર મળતી હોય છે. તેમ અહીં ગિરિરાજપર ભગવંતની સામે સ્તવન ગાતાં ગાતાં એ પ્રભુના સર્વશ્રેષ્ઠ ગુણો એકત્રિત કરી એક માળા મેં ગુંથવા માંડી, અને તેમાં (ગુણ=દોરો) ભાવનારૂપી દોરામાં નાના મોટા ગોઠવી, એ મોતીઓને પરોવવા માંડયા. આ પંક્તિ ભગવાનની સાથેનું એકતાન બતાવે છે. અથવા પૂર્વના પુણ્યનો આજે ઉદય આવ્યો છે. તે પુણ્ય સંકેતિકા આ પાપોના મેલને ધોવામાં અને ભાવનાની દોરીમાં જિનગુણના મોતીઓની માળા બનાવવાની પ્રેરણા આપી રહી છે. (૨)

એ ભગવંતના દર્શન કરતાં જ્યારે અપૂર્વ ઉલ્લાસમાં વૃદ્ધિ થતી જાય છે, ત્યારે અહીંના આજુબાજુના વાતાવરણને ભૂલી જવાય છે, ને જાણે આત્મા આધ્યામિક આનંદના આકાશમાં ઉડતો ન હોય, તેમ હું અને ભગવાન એ બે સિવાય આ મંદિરમાં કોઇ છેજ નહીં, એવું વાતાવરણ ખડું થઇ જાય છે. એવા અધિકાધિક ભાવોલ્લાસમાં આત્મા જાણે સંસારાતીત બની જાય છે. એને **"અનુભવ લીલા"** કહે છે. એ લીલામગ્ન મારા આત્માને આત્માનો જાણે સાક્ષાત્કાર જ થયો. સિદ્ધ સ્વરુપી આત્મા ચિદાનંદમય સ્વરૂપમાં કેવી રીતે રહેતો હશે, તેની મને ઝાંખી થવા લાગી. સર્વશુદ્ધ પરમાત્મામાં અને મારા આત્મામાં જો ફરક નથીજ, તો હું પણ તત્સ્વરૂપમાં લીન થઇ શકું છું. એટલે હું "સોઽહં" તેજ હું છું, એવો ખ્યાલવાળો બની ગયો. આવા ચિદાનંદઘન સ્વરુપી આત્માનો આધ્યાત્મિક આનંદ મને પહેલોજ મળ્યો. પહેલાં આવો આનંદ કદી મેં અનુભવ્યો ન હતો. એ આનંદમાં હું આખી દુનિયાના પૌદ્ગલિક પદાર્થોને તુચ્છ સમજતો હતો. એજ કાર-

ણુથી મારું ધ્યાન સર્વંશુદ્ધ હતું. મારું ધ્યેય તો પ્રભુ હતાજ, ને મારી ક્રિયા ઉચ્ચતમ કોટીની હતી. એટલે એ ધ્યાન, ધ્યેય અને ક્રિયાના ત્રિવેણી સંગમથી, મારી નિરંજન નિરાકાર સ્વરૂપ આત્મિક જ્યોતિ એ પ્રભુના કેવળજ્ઞાનવાળા દીપકની સાથેના સંઘર્ષથી પ્રગટ થઇ. આવી રીતે જેને આધ્યાત્મિક આનંદ લૂંટવો હોય, તેઓએ આ ક્રમથી પ્રભુની ઉપાસના કરવી. એ પ્રેરણા પણ પૂર્વ પુણ્યના સંકેત વિના શક્ય જ નથી. માટે એમ કહેવાય કે એ પુણ્યના ઉદયના પ્રભાવેજ આ ઉત્તમ આરાધન થઇ રહ્યું છે. (૩)

એ વીતરાગ દેવાધિદેવની અષ્ટપ્રકારી પૂજા કર્યા બાદ, ચમકદાર આભૂષણો (ધોતી-ચમકતા) આદિ દ્વારા અંગરચનાઓ રચીને એ દિવસ ન ભૂલાય તેવો દિન સફળ કર્યો. હવે આવ્યો નાટક અને વાદ્યો સહિત ગીતગાનાદિનો કાર્યક્રમ. સિનેમા નાટકાદિમાં જે નટાદિ નાચ વિગેરે કરે છે, તે મોહનીય કર્મનો જ માત્ર બંધ કરાવનાર છે. ત્યારે શરમ છોડીને આ પ્રભુની પાસે જે ગીત નૃત્યાદિ થાય છે, તે ખરેખર મોહનીય કર્મની ભયંકરતાનો નાશ કરનાર બને છે. મુક્તિની ઉંચી આશાઓ તે સમયે થતી હોવાથી મિથ્યામોહને ઘટાડનાર પણ બને છે. મારી એ મુક્તિની-સિદ્ધિની મનોકામનાઓ ફલિત બને છે. જો મારું વાંછિત ફળતું હોય, તો તેમાં કહેવું પડશે, કે પૂર્વ જન્મોના પુણ્યની પ્રેરણાનું જ એ ફળ છે. એ ચમકતા આભૂષણો મારા ચમકતા ભવિષ્યની જાણે આગાહી ન કરતા હોય, તેમ એ પુણ્ય પનોતી અદૃશ્ય પુણ્યને અનુબંધ કરાવવા જ જાણે મારી સાથે અહીં ફરતી ન હોય, તેમ મારું ભલું કરનાર કલ્યાણ મિત્રનું કામ એ કરી રહી છે. (૪)

આ ગિરિરાજના દર્શન, નમન અને સેવાથી આપણી ભવોભવની દુર્ગતિઓની ભ્રમણાઓ ભાગી જાય છે. એ દુર્ગતિ ખરેખર નિરાશ થઈને આપણી પાસે પોતાનું ધાર્યું કરી શકતી નથી. આપણે તો આ પવિત્ર રજવાળા તીર્થને ડુંગર, પહાડ કે પર્વતના તોછડા નામથી પણ બોલાવતા નથી. એવું તુચ્છ નામ બોલનાર એક પ્રકારની આશાતનાના ભાગીદાર બને છે. આવા પવિત્રતમ તીર્થની પાસે પાપી કે અભવ્ય તો આવી પણ શકતા નથી. જે ભવિ જીવો આવે છે, તે પણ નિકટ ભવિ જીવો જ હશે એવું અનુમાન કરી શકીએ. એ પ્રમાણે આ મહાતીર્થની ભાવપૂર્વક યાત્રા કરનારની નરક ગતિ અને તિર્યંચ ગતિ એ બેઉ ગતિઓનું ભ્રમણ બંધ થઈ જાય, એમ આરાધક ભાવવાળા યાત્રિકના ભવ પરિમિત બની જાય, ને તેમાં પણ દેવ ને મનુષ્ય એ બેજ ગતિઓના થાય, તેમાં નવાઈ શી? એ બે ગતિમાં પણ જ્યાં જ્યાં જાય, ત્યાં આ ભવ પરભવના રિદ્ધિ-સિદ્ધિ-સુખ-વૈભવ કે સંપત્તિ એ મળવામાં કોઈ ખામી રહેતી નથી. એમાં પણ એજ મુખ્ય કારણ છે, કે પૂર્વ પુણ્યની કમાણી અહીં આ પ્રકારનું નવું પુણ્ય કરાવતી વખતે હસતી હોય છે. નરક કે તિર્યંચનો અનુબંધ ન કરાવ્યો, ને બીજી ઉંચી ગતિઓની સાથ કરાવી આપ્યો, તેમાં અદૃશ્ય રીતે પૂર્વનું પુણ્ય હસતું જાય છે. જાણે એને પણ ખૂશી થાય છે. જેમ કોઈ વિદ્યાર્થીને ૧૦ વર્ષ આપણે ભણાવીએ, ને તેને યોગ્ય નોકરી કે ધંધાનું સારું સ્થાન મળી જાય, ને તેથી જેમ આપણે ખૂશી થઈએ, તેમ એ પુણ્ય પણ હર્ષથી પુલકિત બને છે. (૫)

આ શાશ્વતું પુણ્ય ધામ છે. અનંત કાળ થયા અનંતા

જીવો મુક્તિ જવાના સમયે આ ભૂમિએ આવીને ઇષ્ટ મુક્તિ સ્થાનને પામ્યા છે. કેવળજ્ઞાનીઓ આ અનંતા કાળના પ્રાચીન ઇતિહાસને બતાવી શકે છે. **શ્રી પુંડરીકસ્વામી ભગવાન** ચૈત્રી પૂર્ણિમાએ એક મહિનાના અનશન બાદ પાંચ ક્રોડ મુનિવરોની સાથે મોક્ષે ગયા છે. **પાંચ પાંડવો** ૨૦ ક્રોડ મુનિઓ સાથે આ સિદ્ધગિરિજીમાં આસો સુદ પૂર્ણિમાએ મોક્ષે ગયા છે. **રામચંદ્રજી** અને તેમના ભાઇ ભરતજી અત્રેજ ત્રણ ક્રોડ મુનિઓ સહિત સિદ્ધ થયા છે. આવા આવા દાખલાઓ અનેક છે. એટલે કવિવર પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી જ્ઞાન વિમલસૂરીશ્વરજીમહારાજ એક અલંકારિક ભાષામાં આ વાતને જણાવે છે, કે મુક્તિની વરમાળા અનંત જીવાત્માઓએ અહીં પહેરી છે. એટલે આતો મુક્તિની વરમાળા પહેરાવવા પહેરાવવાનું અનાદિકાળથી પ્રસિદ્ધ પામેલું સ્વયંવર સ્થાન છે. એથી એમ અહીં બતાવવામાં આવ્યું છે, કે ભક્તવર્ગ ભગવાનના કંઠમાં સુંદરમાં સુંદર અને સુવાસિત મોટી નાની માળાઓ પહેરાવે છે, ને સ્વજન્મને ધન્ય માને છે. એમાં ગૂઢ રહસ્ય શું છે? એમાં રહસ્ય એ છે, કે આ માળાઓ પહેરાવનારા ખૂબ સ્વાર્થી છે. તેઓ તો મુક્તિની વરમાળાનો આ સ્વયંવર સ્થાનમાં નંબર નોંધાઇ જાય, તે માટે અહીં સુધી પરિશ્રમ ઉઠાવી, તકલીફો સહન કરી, ધંધાનો ત્યાગ કરી, ધનનો ખરચો કરીને પણ સમયનો ભોગ આપે છે, અને અહીં સુધી આવે છે. જેમ ભારત આઝાદ થયું, તેની દેશવાસીઓ ખુશી મનાવે, તેમ આત્મા સિદ્ધિ સ્થાને જાય, આઝાદ થાય અને આ કર્મોના બંધન છૂટે, તે કારણથી તેઓ અહીં આવીને મુક્તિની વરમાળાનો સોદો કરે છે, દૂરથી માળા કોઇ મોકલાવે, તો શિવસુંદરી વરમાળા પહેરાવવા આવનાર નથી. એ તો

અહીં હાજરી આપવી પડે. ભગવંતને ૧૦-૨૦-૩૦-૪૦-૫૦ વિગેરે સંખ્યાના પુષ્પોની માળા જે પહેરાવે, તેને એ શિવસુંદરી વશ થાય છે. ખરૂં તત્વ તો એ છે, કે પ્રભુજીને કંઠમાં એ માળા પહેરાવનાર માળાં પહેરાવતો જ નથી, એ તો ખરી રીતે શિવસુંદરીના સ્વયંવરની વરમાળા પોતે પહેરી રહ્યો છે. જેમ ભગવાનનો સ્નાત્રજળથી દેવોએ અભિષેક કર્યો, પણ વાસ્તવિક રીતે તો દેવો જ પાવન ને નિર્મળ થયા, તેમ માળા પહેરાવનાર માળા પહેરીને જાય છે. તેથી થોડા ભવમાં તેની મુક્તિ થાય છે.

કર્તા કહે છે કે સમ્યગ્જ્ઞાનથી નિર્મળ એવા દેવ અને ગુરુનો પ્રભાવ એટલો બધો હોય છે, કે તે પ્રભાવથી આકર્ષાઇને ઘર આંગણે કામધેનું જેવી ગાય પણ આવે. એટલે વીતરાગ દેવ આપણા દેવ પણ છે, ને ગુરુ પણ છે. એ પ્રભુનો આ પણ અચિંત્ય પ્રભાવ છે, કે આ ગિરિરાજપર મુક્તિના સ્વયંવરની વરમાળા (કામધેનું) પહેરાવવા દૂર દૂરથી શિવસુંદરી આવે છે. એમાં પણ મારા પૂર્વના પુણ્યના સંકેતનો જ મહત્ત્વભર્યો ભાગ છે. અથવા શિવસુંદરી રૂપી કામધેનુ આપણને વરમાળા પહેરાવે તેમાં પણ પૂર્વના પુણ્યોદયનો પૂરેપૂરો સંકેત છે. માટે પૂર્વનું પુણ્ય મને અહીં ગિરિરાજની સન્મુખ લાવીને હાજર કરે છે. તેવા સમયે વધાવી એ ગિરિવરને સન્માનવા મને મોંઘામાં મોંઘા મોતી આપો! એ મોતીથી ગિરિરાજને વધાવીને હું મારો જન્મ સફળ કરું. (૬)

  

છે, તેની જોડમાં બીજા કોઇ કવિ આવી શકે તેમ નથી. એમની શૈલિ જ વિશિષ્ટ છે.

અહીં એક વિશાળ ચિતાર આપણી સમક્ષ રજુ થયો છે. અનંત કાળનું વિસ્તૃત પટાંગણ સામે છે. તેમાં જીવાત્મા અહીં તહીં જન્માદિ દ્વારા ખેલતો કૂદકો ફરી રહ્યો છે. તે અહીં તહીં બેકાર માણસની જેમ ભટકતો હોય છે. એને જૈન દર્શન ક્યારે મળે? કેવી રીતે મળે? કોણ મેળવી આપે? કોઇ ચીજની જરૂર પડે છે ત્યારે આપણે બજારમાં જઇએ, ને ત્યાંથી લઈ આવીએ. કાપડ તો કાપડિયાને ત્યાં, શાક તો શાક મારકીટમાં મળે, તેમ સર્વશુદ્ધ દાર્શનિક તત્ત્વ કયી દુકાને, કયા બજારમાં, કયી ગતિમાં એ સુલભતાથી મળી શકે, એની વિચારણા એ કર્તાએ આ સ્તવનમાં ઉપાડી છે. દર્શન શાસ્ત્રના મોટા વેત્તાઓ ઘણાં હોય છે, તેઓ પોતપોતાની દુકાન ખોલીને બેઠા હોય છે. ત્યાં જઇને માંગણી કરીએ, તો શું તેઓ વિશુદ્ધ દર્શનને બતાવશે? જેમ ઝવેરાત લેવું છે, તો ઝવેરીને ત્યાં જવું જોઇએ. ઝવેરી પણ અનેક છે, કોઇ ઝવેરી સોનાના ચાંદી દાગીના જ વેચે છે. કોઈ હીરા, તો કોઇ માણેક, પન્ના, મોતી જેવી કિમતી ચીજો વેચે છે. ત્યાં જઈને પછીએ કે ઝવેરાત આપશો? તો તે શો જવાબ આપશે? તે કહેશે કે કેવો માલ, શા માટે, કેટલાનો લેવાની શકિત ને તમારી ભાવના છે? એ કહો. પછી બીજી વાત. આવી રીતની ગુંચવણો આવા દર્શનના તત્ત્વનિર્ણયમાં પણ પાર વિનાની ઉભી થાય છે. એનું અહીં કર્તાએ પોતાની વિશિષ્ટ શૈલિએ નિરુપણ કરેલ છે. તે આ પ્રમાણે....

હે અભિનંદન ભગવાન! સત્યદર્શન, આત્મા અને પરમાત્માનું વિશુદ્ધ દાર્શનિક જ્ઞાન જાણવાની મારી તીવ્ર જિજ્ઞાસા છે.

જિન દર્શન શું છે, તે માટે અનેક છણાવટ સાથે જાણવું છે. નયોની અપેક્ષાએ તેની શુદ્ધતા જોઇને મારે નિર્ણયો કરવા છે. પણ શું કરું ? પરમ વિશુદ્ધ દર્શનની પ્રાપ્તિ ખરેખર બહુ જ દુર્લભ છે. બહુ દુઃખ સહ્યા બાદ જેની પ્રાપ્તિ થાય તે દુર્લભ કહેવાય છે. તો આ દર્શન એટલું બધું દુર્લભ કેમ ? ચોથા આરામાં જ્યારે વિશિષ્ટ જ્ઞાનીઓ આ પૃથ્વી પર હતા, ત્યારે તો એ સુલભ હશે, પણ આજે આ ધરતિ પર એ જ્ઞાનીઓ હાજર નથી, એટલે મને મનસંતોષ સમાધાન મળી શકતા નથી.

આ વસ્તુ આટલી દુર્લભ કેમ બની ગઇ તે સમજાતું નથી. નાના ગામડામાં જેમ હીરાનો હાર લેવા જઇએ તો ત્યાં તે ચીજ દુર્લભ કહેવાય, પરંતુ મોટા શહેરોમાં પણ જેવી જોઇએ તેવી ચીજ ન મળે, તો નિરાશ થઈ બેસી રહેવાનો વખત આવે. તેમ અત્યારે ભગવાનનું શાસન ચાલુ વર્તમાન છે. શાસન ન હોય ત્યાં એ દર્શનના સમજાવનાર ન મળે એ સ્વાભાવિક છે. પરંતુ અત્યારે નિઃસ્પૃહ દૃષ્ટિથી, પરોપકાર વૃત્તિથી અને નિખાલસ ભાવથી બતાવનાર આ ભરત ક્ષેત્રમાં કેમ ન મળે ? જો ઠેરઠેર એ મળતા હોય, તો દુર્લભ શાથી ! આવા વિચારના વમળમાં ગોટવાઇ જઇને કાંઇક આશા રાખીને હું કોઇવાર તેની શોધમાં નિકળી પડું છું, ત્યારે મને જૂદો જ જવાબ મળે છે, ને જૂદો જ અનુભવ થાય છે. કોઇ કહે છે, "અમારો આ મત છે" કોઇ કહે છે, "અમારો આ મત છે" એમ બધાય પોતપોતાનું જ માત્ર ગાયા કરે છે. કોઇ એમ કહેતું નથી, કે "ભગવાનનો આ મત છે" જ્યારે ભગવાનનું દર્શન સમજવા અમે માંગીએ છીએ, ત્યારે તેઓ પોતાના "ટ્રેડમાર્ક" નો જ માલ બતાવે છે. પોતાનો જ પક્ષ વધાર-

વાની આ ચાલબાજીમાં અમને "સત્ય" શોધ્યું જડતું નથી, અને એ બીછાવેલી માયાવી જાળનો અમને ભોગ બનવું પડે છે.

એ વાત સાચી છે, કે આજે જૈન શાસન અનેક ગચ્છો અને મતાંતરોમાં વહેંચાઇ ગયું છે. એક ગચ્છનાયકને મળું છું, તો તે પોતાના મતાનુસાર સ્થાપન કરે છે. એ નથી સમજાતું કે એમાં સર્વજ્ઞ કથન મુખ્ય છે, કે સ્વ કપોલકલ્પિત કલ્પનાજ મુખ્ય છે. જો એનો નિર્ણય કરવા બેસીએ, તો આપણી મૂળ જિજ્ઞાસા તો દૂર જ રહી જાય. એ સ્વમતિ રચિત કલ્પનાઓ કેટલીક વખત વિતંડાવાદમાં ઉતરી જાય છે. કોઇ વાર ઇતર સંપ્રદાયના દ્વેષ અથવા વિરોધથી પેદા થયેલી હોય છે. કોઇ કાપડિયાને ત્યાં જઇએ, ને ત્યાં માલ તે બતાવે, તેમાં પોતાનો માલ જ સારો છે એમ તે કહે છે. તેમ આ મતવાળા પોતાનું જ સારું છે, એવો આગ્રહ સેવતા હોય છે. કોઇક વાર સત્ય સિદ્ધાંતનો આગ્રહ હોય તો વાંધો નહીં. સત્યનો આગ્રહ હોવોજ જોઇએ. પણ "અમે આમ માનીએ છીએ" એમ કરીને સ્વમતનું નામ, જાતખ્યાતિ અને નૂતનપંથ આગળ લાવવાના હેતુ સિવાય સર્વજ્ઞ કથનને સાંભળવા પણ તેઓ તૈયાર હોતા નથી. બીજાનું કથન સાચું લાગે તો પણ સ્વમતાગ્રહ છોડવા તેઓ તૈયાર થઈ શકતા નથી. એ એમનું દૂષણ છે. ખરી રીત તો એ છે, કે ચોથા આરામાં જ્યારે ભગવાનનું સિદ્ધાંતિક વચન સામે ધરવામાં આવતું, ત્યારે સ્વમતાગ્રહને ઉત્તમ આત્માઓ છોડી દેતા. જો કે અત્યારે પણ એક ઘરમાં પાંચ ભાઇઓના પાંચ મત હોય શકે છે, પરંતુ સંપપૂર્વક બીજાઓથી અવિરુદ્ધ રહે તો સૌ હળીમળીને સાથે

રહી શકે છે. જો સંપ ન હોય તો એક બીજાપર આક્ષેપો કરી પોતાની જ મહત્તા બતાવશે. તેમ આજના કાલના મતો, તેના સંસ્થાપકો અને તે મતના અનુયાયીઓ સ્વમતને છોડવા માંગતા જ નથી. એમ પોતાના દોષોને પોતે જોઇ પણ શકતા નથી. સ્વપ્રશંસા અને પરનિંદા તેઓને બહુ જ ઇષ્ટ હોય છે. એમના મુખેથી બીજાનું સારું બોલવા તેઓ તૈયાર જ નથી. બધા જ પોતાને સમકિતી અને બીજાઓને મિથ્યાત્વી માનીને પોતાના અનુયાયીઓને ઝનૂની બનાવી દે છે. એમનામાં ઝગડાના મૂળ સિંચીને પોતાના મિથ્યાત્વનું જાહેરમાં લીલામ કરે છે.

જૈન શાસનમાં આવા અનેક મતો થયા, એટલે શાસનની શોભા છિન્નભિન્ન થઇ ગઇ. દશ ઠેકાણે સાંધેલું કપડું ભલે આખું કહેવાય, પરંતુ આખું અણીશુધ્ધ તો કહેવાય જ નહીં. તેમ "સો શાણાનો એક મત" એમ કરીને વીતરાગ વચન એક જ અમને માન્ય છે, એમ કરીને પોતપોતાના મતને ગૌણ બનાવી એક જૈન શાસનને અને એ જિનાગમોને સર્વમાન્ય ઝંડા રૂપે માનવામાં આવ્યું હોત, તો આ "સૌ થાપે અહમેવ...." ની દશા આવત નહીં. પોતાના મામૂલી મતભેદોને ગૌણ બનાવી ભગવાનના શાસનછત્રની વાતમાં એકસંપીને રહેવાની તમન્ના હોય, તો કર્તાને આટલો કલ્પાંત શ્રી અભિનંદન પ્રભુ પાસે કરવાની જરૂર પડત નહીં, ને હૈયાની આવી વરાળનું નિવેદન કરવાનો અવસર પણ આવત નહીં. એટલે આનું રહસ્ય એ છે, કે હે ભગવાન! બધાય પોતપોતાનું બતાવે જાય છે, ને તત્ત્વ બતાવતા નથી; અથવા તો તેઓ સત્ય તત્ત્વથી અજ્ઞાત હોવા જોઇએ. પણ મારે સત્યતત્ત્વ ને સત્યદર્શન

ક્યાંથી મેળવવું એ મોટી મુંઝવણ ઉભી થઇ છે. દરેક ગચ્છ-વાળા કહે છે, કે અમારો મત મોક્ષ પ્રાપ્તિનો સુલભ માર્ગ છે. તમે શંકા ન કરો. જો કે આરાધક ભાવવાળા મુમુક્ષુ જનને શુદ્ધ માર્ગ પામવાની તીવ્ર અભિલાષા હોય છે; તેવી ઇચ્છાથી જ તેઓને બધે જઇને સંતોષજનક જવાબ જો ન પણ મળે, છતાં પૂછવાનું મન તો તેમને થયા જ કરે છે, કે ભગવાનનો સાચો માર્ગ કયો હશે? ખરું જૈન દર્શન કયું છે? એમાં જો તેઓ સ્વમતની અને પોતાની થોડા જ વર્ષની પરંપરાઓને આગળ ન ધરે અને નિષ્પક્ષપાત રીતિથી ખરૂં જૈન દર્શન બતાવે, તો આજે જૈન શાસનમાં આનંદ આનંદ છવાઇ જાય. (૧)

સામાન્ય રીતે જ આ દર્શનના તાત્પર્યાર્થો જાણી લેવા દુર્લભ છે. અથવા અનંતાકાળે કોઇ મહાપુણ્યોદયે જ આ સમ્યગ્ દર્શન પ્રાપ્ત કરી શકાય તેવું દુર્લભ તો છે જ, તો પછી તત્ત્વજ્ઞાનના પૂરા રહસ્યો જાણ્યા બાદ, વીતરાગ કથિત વચનાદિ પર શ્રદ્ધા લાવવી અને બધા સાચો નિર્ણયો કરવા, એ તો વિશેષ દુર્લભ હોય જ. એનો અર્થ એ થાય છે, કે મતમતાંતરો તો અનેક છે જ ને તે આપણે ઉપર બતાવી પણ ગયા. તેવું જોઇને અમારા જેવા અર્ધદગ્ધ કે અણજાણ માણસો એવો જ વિચાર કરે, કે આ સાચું હશે કે આ? શું આ વિદ્વાન નથી? એ કહે છે તે શું ખોટું હશે? તો પેલા પણ મહા વિદ્વાન છે. તે શું ભગવાનના વચનથી વિપરીત કહેતા હશે? તો પછી, શું ભગવાનને બે પાંચ કે પચીસ મતો બતાવ્યા હશે? જેટલા વધારે મત તેટલી મુંઝવણ અમારા જેવાને વધારે થાય. પછી તો એમ જ થાય, કે "મૂકોને બધી પંચાત." જેને જે કરવું હશે તે કરશેઃ આપણે કોઇ તથામાં

પડવું નથી. ઘરે માળા ગણુશું. એવા વિચારવાળા આત્માઓ થાય, તેમાં એ મતમતાંતરો જ મુખ્ય કારણભૂત છે. એ મત કાઢનારા જ્ઞાનીઓ તો ગમે તે કાળે પોતાના ઉત્સૂત્રતાના પાપનો નાશ કરશે, એ તો જ્ઞાની છે, પ્રાયશ્ચિત્ત લઈને કદી છૂટી પણ જશે, પરંતુ આપણે અજ્ઞાની રહ્યા ને એ વિદ્વાનોના ઝગડામાં જો સપડાઇ જઇશું, તો નકામા નારકીમાં ધકેલાઇ જઇશું. એ નવિન મતો કાઢનારા શું જોતા નહીં હોય, કે આ નવાનવા મતો જેમ વધારે નિકળશે તેમ લોકોમાં માત્ર અશ્રદ્ધાનો જ વધારો થશે, દેખનારા દુર્લભબોધિ બનશે. એના કરતાં ગમે તેમ કરીને આપણે મતોવાળા ભેગા મળી કોઇ રસ્તો કાઢી લોકમાં શ્રદ્ધા વધે ને શાસનનું સારું લાગે તેમ કરીએ, એમ વિચારતા હોય તો કેટલું સારું? કોઇ જીવને સમકિત પમાડવું એ ધર્મ છે, ને તેનું પતન કરાવવું એ અધર્મ છે. તો હું શું દુર્લભ માનવ જન્મ પામીને મારા નિમિત્તે બીજી ભોળી અજ્ઞાન જનતાને અધર્મ પમાડવાનું જ પાપ માથે વહોરીશ? અહો, મારી શી ગતિ થશે? એમ એ મતવાળા કેમ વિચારતા નહીં હોય? એ કારણથી એ કહેવાયું છે, કે આવા રૂડા રૂપાળા શુદ્ધ ધર્મમાં પણ મત-ભેદો પાડનારાઓએ ભિન્નતા ઉભી કરી છે, એટલે લોકો ધર્મા-ભિમુખ થતા નથી ને વિમુખ બનતા જાય છે. એ કારણથી સહેજ સરળરીતે જૈનદર્શન તો મળતું જ નથી, તેથી જ એ દુર્લભ છે. તો પછી સ્યાદ્વાદ સિદ્ધાંતોના નયનિક્ષેપા કરી પ્રમાણો પુરસ્સર દરેક તત્ત્વના નિર્ણયો કરવાનું કામ આ મત-ભેદોની જાળની વચ્ચે રહીને અતિશય દુર્લભ બની જાય છે. એ મતવાદીઓ કે ગચ્છવાદીઓ સ્વમતનો જ આગ્રહ કરતા

હોવાથી એમ કહેવું પડે, કે તેઓ પણ સત્યતત્ત્વ પામી શક્યા નહીં જ હોય, એવું પાકું અનુમાન થાય છે. મહારથી સમકિતની તેઓ વાતો જ માત્ર કરતા હોય છે. સત્યતત્ત્વ પામ્યા ન હોય, તો બીજાઓને ક્લેશમાં અને શંકામાં પાડવાના પાપ સિવાય તેઓને શું ફળ મળી શકે? એથી જ એમ અહીં ગાથાના પશ્ચાર્ધમાં કહ્યું છે, કે એ મદાંધ બનેલ મતાગ્રહી કે ગચ્છાગ્રહી કેવી રીતે વીતરાગ કથિત પવિત્ર માર્ગની સુંદરતમ અપેક્ષાઓને સમજી શકે? જેમ જન્મથી જ જે અંધ હોય; તે સૂર્ય કે ચંદ્ર કેવા હોય, તેનું વર્ણન કરી કે ચિતરી શકતો નથી, કારણ કે તેણે કદી એ તેજસ્વીઓને જોયા જ નથી. તેમ આ મતાગ્રહીઓ મૂળ તો અજ્ઞાની અને મિથ્યાત્વી હોય છે. તેમાં વળી સ્વપ્રશંસા ને જાતખ્યાતિના અભિમાનનું મદિરાપાન કર્યું હોય, તેવા મદમાં ઘેરાએલો આત્મા, નિષ્પક્ષપાતપણે સ્વમતિથી વિચારી શકતો જ નથી. કોઈ અણજાણ ગમારીની આગળ હીરાનો હાર ધરીએ, તો તેની કિંમત તે આંકી શકે નહીં, અથવા ઘોડાને ગળે હાર પહેરાવાય તો તે ઘોડો જેમ તે હારની કિંમત આંકી શકતો નથી, તેમ આવું સાચું સ્યાદ્‌વાદ તત્ત્વ આ મતવાદીઓને હાથ આવી શકે નહીં. તેમાં કારણ એજ છે, કે તે દુરાગ્રહી છે. એનો હઠાગ્રહ એને સત્યદર્શન કરાવવામાં વિઘ્નભૂત બને છે, ને તેથી દૂર ને દૂર રાખે છે. એ હઠાગ્રહ ન હોય, તો તે નિષ્પક્ષપાતપણે સ્વતંત્ર વિચારણા કરી શકે ને વિવેકબુદ્ધિ પામી શકે.

આવા મતભેદો ધર્મને નામે દુનિયામાં કાને અથડાતા હોય, એટલે અલ્પમતિવાળાઓ એનો ઉંધો અર્થ કરે છે, કે ધર્મમાં પણ ઝગડા? સંસારીઓ રાગદ્વેષના કૂવામાં પડ્યા જ છે, ત્યાં ઝગડા દેખાય તો કોઈને આશ્ચર્ય ન થાય, પરંતુ

ધર્મના નામે ઉશ્કેરણી કરે કે સ્વધર્મના બહાને સત્યને છૂપાવવા જાળ બિછાવે, ત્યારે એમ થાય કે આવું શા માટે કરતા હશે? ક્યા ભવમાં આ છૂટશે? તેઓ એ સમજી શકતા નથી, કારણ કે તેઓ મદથી વ્યાપ્ત છે. મદમાં અંધ બની ગયેલ હોવાથી સત્યને પારખવાની એમનામાં તાકાત રહી જ નથી. એમના દોષ એમની પાછળ જનારી જનતાને ભારી પડે છે, કારણ કે સાધારણ જનતા બહુ તત્ત્વગવેષક હોતી નથી. સાધારણતયા એમ બને છે, કે વિદ્વાનો તત્ત્વના શોધક હોય તે તો સત્યને શોધી લે છે. આરાધકો પણ શ્રદ્ધાથી આરાધના કરે જાય છે, પણ વાંધો આવે છે માત્ર સામાન્ય જનતાનો. એ સમાજ બહુ જ મોટી સંખ્યામાં હોય છે. એ માંગે છે સરળતાથી ધર્મની રૂપરેખા—એને જોઇએ છે થોડી સમજમાં ધર્મનું તત્ત્વ કોઇ દિવસ ધર્મસ્થાનમાં ઝગડો કે ક્લેશ જો એના જોવામાં આવે, તો તે દૂરથી ઉભગી જાય છે, ને કહે છે કે ભાઇ, અહીં આપણું કામ નહીં! સંસારમાં ઝગડા હોય, અહીં શું ઝગડા હોતા હશે? એમ કરી ધર્મસ્થાનમાં પગ મૂકતાં ડરે છે. એવા સમાજની અહીં કર્તા ચિંતા કરે છે. એટલે અહીં વાંચક વર્ગ સમજી શકશે, કે કર્તાને દર્શન મળ્યું નથી એવું અહીં કથન નથી. એ તો સત્ય તત્ત્વની પ્રાપ્તિમાં આમજનતાને કેટલી મુશ્કેલીઓ નડે છે, એની અહીં ચિંતા અને ચર્ચા કરે છે. એ બળાપો ભગવાનની આગળ કરે છે, કે હે ભગવાન, સામાન્ય જન-સમાજ ધર્મ કેવી રીતે પામશે? જો આવા મતભેદો વર્તતા હશે, તો શાસનનું શું થશે? જતે દિવસે દર્શન કેટલું દુર્લભ બનતું જશે? એ મોંઘી ચીજ શું કદી સસ્તી નહીં થાય? જેમ ફાગણ ચૈત્રમાં કેરી મોંઘી હોય છે, ત્યારે ધનિક લોક જ તે વખતે ખાવાની શરૂઆત કરે છે. ગરીબ માણસો કહે છે, કે સસ્તી

વરણીયનો તીવ્ર ઉદય હોય, તો ભણતર ઓછું પણ હોય, કોઇ તપસ્યા જ વિશેષ કરતા હોય. દુનિયામાં પણ બધાય બેરિસ્ટર કેમ બની શકતા નથી ? એથી જણાય છે, કે તેટલું જ્ઞાન સંપાદન કરવાની શક્તિ બધામાં હોતી નથી. તેમ અહીં સામાન્ય સમાજ આવા ગહન નયવાદ ભણી વિચારીને દર્શન પામે એ શકય જ નથી. જેમ મોટી સંખ્યામાં દર્શન વ્યાપક બનતું જાય, તેમ અસને ખૂશી વધારે થતી જાય, તે હિસાબે સૂક્ષ્મયુક્તિઓથી ભરેલો નયવાદ સૌને સમજવામાં આવી શકે જ નહીં. એટલે કાર્યકારણ ભાવથી જે યુક્તિઓ તેમાં સિધ્ધ કરી બતાવી હોય તે બધાયને ગળે કેમ ઉતરી શકે ? જેમ કે "ધુમાડો હોય ત્યાં અગ્નિ હોય જ" એવું અનુમાન પ્રમાણ લઇને કાર્યકારણ ભાવ સિદ્ધ કરીને ધુમાડો જોઇને (અદૃષ્ટ) અગ્નિને સિદ્ધ કરવાનું કામ બધા કેમ કરી શકે ? એવા અનુમાન પ્રમાણના વાદવિવાદમાં ઉતરવાનું સૌને પાલવે નહીં. એટલે શ્રદ્ધાથી આગમો સાંભળીને દર્શનના ભેદો સમજવા પ્રયત્ન કરીએ તો કેમ ? એ શંકાનો જવાબ મળ્યો, કે એને માટે આજે ગુરુગમ મળતી નથી. આજે તો ગુરુકુલવાસમાં ભણવાનું પણ કયાં છે ? પરંપરાથી મળેલી કુંચીઓ બતાવનાર ગુરુઓ આજે મળતા નથી. જેમ એક જ ચોપડીમાંથી શિખવાનું હોવા છતાં કોલેજમાં લેકચર આપનાર પ્રોફેસરને રુપિયા ૩૦૦ થી ૫૦૦ નો પગાર અપાય છે. વિદ્યાર્થીને નિશાળે જવાની કે શિક્ષકની જો જરૂર પડતી હોય, તો આગમ યુક્તિઓ સમજવામાં ગુરુગમની આવશ્યકતા જરૂર સિદ્ધ થાય છે. એકથી દશ સુધીના આંકડાઓનું જેણે જ્ઞાન મેળવ્યું હોય, તેવા પાસે ગણિતશાસ્ત્ર સમજી લેવાનો પ્રયત્ન જેવો, પરંપરાગત ગુરુગમ

લીધા વગર આગમ વાંચી દર્શન જાણવાનો નકામો ને ફોગટ પ્રયત્ન ગણાય. એટલે વ્યાકરણ–કાવ્ય–કોષાદિનો જાણનાર વિદ્વાન આગમો વાંચીને તેનાં ગૂઢ રહસ્યો કદી પણ તારવી શકે જ નહીં. જેમ ૧૨–વર્ષનું બાળક વેપારના સરવૈયાના આંકડા અને દુકાનના નામાના ચોપડા ફેરવ્યા કરે, તો તેથી કાંઇ પિતાજીની જેમ તે ચોપડામાં રહેલું રહસ્ય નફા નુકસાનનું જાણી શકે નહીં, તેમ આગમો વાંચી જવા માત્રથી દર્શનની પ્રાપ્તિ થાય તેવું જ્ઞાન કદી થાય નહીં. ગુરુગમ વિના આગમો વાંચે તેને શંકાઓ એવી ઉભી થાય, કે તેનાથી એ નુકસાન પામે, એ નુકસાન એને વાંચવાથી થયું. વળી જેમને "ગુરુપરંપરાથી આગમગત રહસ્યો સાંપડયા હોય, તેવા ગુરુઓ પણ આજે જણાતા નથી. તો પછી કોની પાસે જાય ને દર્શન પામે? ત્યારે શું આજે ગુરુગમતાનો દુકાળ પડયો? જેમ કે વ્યાકરણાદિ ભણેલો ઇતર વિદ્વાન આજે વ્યાકરણાદિના બળથી "નમો અરિહંતાણં" નો અર્થ શું કરે? અરિહંત ને વીતરાગ તીર્થંકર તરીકે ગુરુગમ વિના કેવી રીતે સિદ્ધ કરી શકશે? રસોઇ બનાવતાં પણ કેટલો મશાલો ને ક્યારે ભેળવવો એ બધું કોઇની પાસે જાણવું પડે છે, તો પછી કેવળજ્ઞાની તીર્થંકર ભગવંતોનો આગમવાદ પોતાની મેળે કદી પણ સમજી શકાય ખરો? આગમોમાં આજે ગુરુગમ તો છે, એમ કોણ કહી શકે છે? જો ગુરુગમ હોય, અને તે તે આગમોના તથા સ્વરૂપે તાત્પર્યો સમજાયા હોય, તો કદી શાસનને આવા મતાંતરોથી અને સ્વમતાગ્રહથી નુકસાન થવા પામત? ગુરુગમ નથી એટલે તો કોઈ કોઇને પૂછતું નથી. સ્વયં અનભિજ્ઞ રહે છે, અને બીજા હજારો ને લાખોને ગુરુગમથી રહિત અને

આગમજ્ઞાનથી વંચિત રાખવાનું ઈચ્છે (બને) છે.

વળી એમ કોઇ માનતા હોય કે કાર્ય કારણ ભાવના પ્રમાણે પ્રત્યક્ષ પ્રમાણ અને અનુમાન પ્રમાણોના બળથી સકલ તત્ત્વોનું નિરુપણ અને જાણપણું કરી લેશું. તો તેમાં એ મોટી ભૂલ થાય છે, કે આધુનિક સાયન્સની પદ્ધતિથી ગોચર પદાર્થોની જેમ અગોચર પદાર્થો પણ જો તેઓ હેતુવાદ (અનુમાન પ્રમાણ)ની યુક્તિઓથી પ્રત્યક્ષ પ્રમાણની સહાયથી જાણી શકતા હોત, તો શબ્દજ્ઞાનના એ વિદ્વાનોએ એ દરેક અગોચર પદાર્થોના પણ સ્વરૂપો નક્કી કરી જ દીધા હોત. વ્યાકરણમાં પણ પૂર્વાપર સંબંધો જાણવા માટે તેની પરિભાષાઓનો અને તેના ન્યાયોનો આશ્રય લેવો પડે છે. વળી અનુમાન પ્રમાણથી પણ આત્મા તેનું સ્વરૂપ, તેનું કર્મપારતંત્ર્ય વિગેરે બધું જ સિધ્ધ થઇ શકે તેમ છે. છતાં તેમાં તેઓનો સ્વાગ્રહ એ વસ્તુના સત્ય સ્વરૂપ સુધી પહોંચવા દેતો નથી. એટલે હેતુવાદ–નયવાદ–આગમવાદ વિગેરે વાદવિવાદના ગુંચવાડામાંથી બહાર નિકળી, હે પ્રભુ! જીવો તારું દર્શન ક્યાંથી પામી શકે? એ એક મહાન ખેદનો વિષય બની જાય છે. કારણ, કે દુર્લભ માનવભવ અને તથા પ્રકારની ધર્મની જિજ્ઞાસા ઘણાં જીવોની હોવા છતાં પણ; વિશુધ્ધ ધર્મ પ્રાપ્તિના સાધનો તેવાઓને એવા સારા નથી મળતા એ ખેદ ઉપજાવનારી બીના છે. (૩)

હે ભગવાન! જિનદર્શન કેવી રીતે મેળવવું? એ કાંઇ બજારૂ ચીજ નથી, કે બજારમાં બે રૂપિયા આપી વેચાતી લઇ શકાય. આ સંસારનાં દેખીતા આડે આવતા વિઘ્નો તો હું બતાવી ગયો, કે મતભેદોથી જૈન શાસન થીંગડા દીધેલા કપડા

જેવું આજે બની ગયું છે. તેમાં કોઇ પાસે "દર્શન" ની વ્યાખ્યા, દર્શનની સમજ અને દર્શનની પ્રાપ્તિ જેની પાસેથી થાય એવા ઉપકારી મહાપુરુષો આજે મળતા નથી. કોઇ પોતાને જ 'મહાપુરુષ' કહેવડાવે તેથી એને મહાપુરુષ કોણ કહે? તેના ગુણો આવવા પહેલાં જરૂરી છે. ગુણોથી જ મહાપુરુષપણું આવે છે. એવા ગુણિયલ જનોની આ પડતા પંચમકાળમાં પ્રાપ્તિ બહુ જ દુર્લભ છે, તદ્દન અભાવ તો નથી જ. દર્શન સમજાવનાર અને સમજનાર એમ બેઉનો સુયોગ જો બને, તો કાંઇક પુણ્ય જાગતું છે એમ કહી શકાય. બાકી માણસનું ધાર્યું કામ કાંઇ થતું નથી. ૧૨ વર્ષનું બાળક બી. એ. ની ચોપડી હાથમાં લઇને વાંચવા બેસી જાય, તેથી કાંઇ એ બી. એ. નો અભ્યાસી કહેવાય નહીં. પૈસા મેળવવા બધાય માણસો મહેનત કરે છે. કોઇ ફાવે છે, ને કોઇને ધન મળતું જ નથી. અંતરાયો વચ્ચે આવીને નડે છે. તો શું-દર્શન નથી થતું એમાં પણ મારા પૂર્વના અંતરાયો નડતા હશે? એવી શંકા થાય છે. તે માટે આ કવિ એજ વાતને અહીં સ્પષ્ટ કરે છે, કે ભયંકર ઘાતીકર્મો વચ્ચે આડા આવે છે. ઘાતીકર્મોનો રાજા મહામોહનીયનો સરદાર "મિથ્યાત્વ મોહનીય" નામનો છે. તથા તેનો મિત્ર અજ્ઞાન છે. તેથી તે મને જો નડતાં જ હોય, તો પછી હું કેમ આગળ વધી શકું? એક તો ડુંગરાનો માર્ગ વિકટ હોય જ. તેમાં વળી હું રસ્તો જાણતો નથી. રસ્તાનો જાણકાર માણસ તો સીધો હિંમતભેર વેગવાન ગતિથી ચાલી જઇ શકે છે. ત્યારે હું મારા સંયોગોનો વિચાર કરું છું, તો જણાય છે, કે મારામાં ન તો એટલી શકિત છે, ન તો હિંમત છે, ન તો અંતરાય તૂટયા છે. એ રસ્તાનો હું જાણકાર નથી.

તેમ મારી સાથે રસ્તો બતાવનાર કોઇ વળાવુ પણ નથી. કેવળ એક જ નિષ્ઠાથી જઇ રહ્યો છું, કે "શાસનદેવ મારો માર્ગ નિષ્કંટક બનાવજે. હે ભગવાન, મને સદ્બુદ્ધિ આપજે! મને તારા નામનું જ માત્ર શરણુ છે. તારા નામના સહારે જ હું અટુલો છતાં આગળ વધી રહ્યો છું. મને તું નહીં બચાવશે, તો મને હવે કોઈનો આધાર નથી, વળાવુ સાથે હોય તો તો હિંમતભેર તેના પાછળ પાછળ ચાલ્યો જાત?" ભોમિયા સાથે જનારને એ ડર નથી હોતો, કે હું ખોટે માર્ગે જઇ માર્ગભ્રષ્ટ થઇશ, ને મારી જિંદગી જોખમાઇ જશે; કારણ કે એને વિશ્વાસુ માર્ગનો જાણુ વળાવુ મળી ગયો છે. એ એને હિંમત આપે છે, કે "હું તને ધ્યેય પર પહોંચાડીશ" ડુંગરાળ રસ્તામાં હમણાં પણ એવું બને છે. જેમકે શ્રી કેસરીઆજી તીર્થની આસપાસ ડુંગરાળ માર્ગના આપણે જાણુ હોતા નથી. પણ ત્યાંનો ભીલનો એક નાનો છોકરો પણ સાથે આવીને આખો વિકટ રસ્તો પાર કરી આપે છે. વળાવાનું એટલું બધું મહત્ત્વ છે.

એજ હેતુથી અહીં કહેવામાં આવ્યું છે, કે દ્રવ્ય માર્ગના વિઘ્નો તો હજીયે પાર કરી શકીએ, પણ શું કરું? મને દર્શનનો પુરો જોગ નથી મળતો તેમાં મારા પૂર્વના બાંધેલા ઘાતીકર્મો જ આડા આવે છે, ને એ સારો જોગ કવચિત મળે તો પણ તેમાં વિઘ્ન કરી બાજી બગાડી દે છે. મને વિશ્વાસ છે, કે આ મતમતાંતરો હોય તેવા કાળમાં ને તેવા ક્ષેત્રમાં અહીં જન્મ મળ્યો, તે પણ એ ઘાતીકર્મોનો જ પ્રભાવ છે. હજીયે એ ઘાતીકર્મ મને દર્શનની પ્રાપ્તિમાં કયાં સુધી વિઘ્નભૂત બનતા રહેશે, તેની મને ખબર પડતી નથી. ખરેખર આમાં એ ઘાતીકર્મોનો જ નાચ મુખ્ય કારણ લાગે

છે. નહીં તો મતભેદો જ્યાં નહીં હોય તેવા સ્થાને કેમ ઉત્પન્ન નહીં થાત! યથા પ્રવૃત્તિકરણાદિ થાય નહીં ત્યાં સુધી શુદ્ધ દર્શનની પ્રાપ્તિ થાય નહીં. એ દર્શન આવે નહીં ત્યાં સુધી ઘાતીકર્મોનો નાશ થાય નહીં. આવી ગૂંચમાંથી મારો ઉદ્ધાર હવે કેમ થશે? એવી આરાધક આત્માને ચિંતા રોજની રહે છે. એક તરફ મારા જ ઘાતીકર્મો વચ્ચે આવી નડે છે, ને બીજી બાજુ આવા મતભેદો દેખવામાં આવે છે. એ તો જો કે નિમિત્તરૂપ છે. પણ 'કાગનું બેસવું ને તારનું પડવું' એ ન્યાયે તાર તૂટવાથી આક્ષેપ કાગડા પર આવે છે. તેમ એવા મતભેદોથી મન ચલિત થવાનું કાંઇ કારણ નથી. ઘરમાં કોઇ બિમાર થાય તો તેથી તેને જોઇને આપણે બધા થોડા બિમાર થઇ જઇએ છીએ? હૉસ્પીટલમાં દર્દીઓને જોઇને ડૉકટર થોડા બિમાર થઇ જાય છે? તેમ બીજા કર્મવશ જીવો ભલે મતો કાઢે ને દુર્ગતિએ જાય, એ મતોના અનુયાયી બનીને ભલે બીજા હજારો જીવો માર્ગભ્રષ્ટ થાય, પણ હે ચેતન, તું શા માટે શુદ્ધ દર્શનથી વિચલિત થાય છે? એમ પ્રત્યેક આત્મા પોતાની ઉત્તમતાનો ખ્યાલ રાખીને વિચારતો રહે, તો તો જોઇએ જ શું? પણ એટલું જરૂર છે, કે આપણો આત્મા એટલો બધો મજબૂત નથી. આપણો તો "નિમિત્ત-વાસી આત્મા" છે. સંયોગો સાનુકુળ હોય તો જ સારી આરાધના કરી શકાય. મંદિર દૂર હોય કે ગામમાં જ ન હોય તો એ ગામનો ત્યાગ કરવાની શક્તિ આપણામાં નથી. એટલે અહીં કહ્યું તે યોગ્ય જ છે, કે ૯૦ ટકા જનતા એવી છે, કે જે પોતામાં યોગ્યતા હોવા છતાંય મતભેદોના નિમિત્તથી નિમિત્તવાસી બની ધર્મથી પરાંગમુખ રહે છે. તે વાતમાં

શંકા નથી જ. અમારૂં અહિત થાય તેવું વીતરાગ કદી ઉપદેશે જ નહીં, એમ વિચારી મતભેદોરૂપી કંટકો જે મોક્ષમાર્ગમાં છે તે જોયા વિના, સાચા કલ્યાણ મિત્રોનો લગભગ અભાવ હોવા છતાં, વિના આલંબને પણ, "લોકો કહે છે કે ક્યાં એકલો જશે, અટવાઈ જઈશ, વિગેરે...." સાંભળવા છતાં પણ, માર્ગમાં હું ધીઠો બનીને આગેકદમ ભરી રહ્યો છું. જેમ બેકારીમાં સબડતો આત્મા વારંવાર નાસીપાસ થાય, તો પણ ઘરઘર નોકરીની તલાસમાં ફરે છે, ને તિરસ્કાર થાય તોપણ કહે છે, કે કોઈ નોકરી છે?" નોકરી ઘણો વખત બાદ મળે ને શેઠ ગમે તેટલું સંભળાવે, છતાં પણ સાંભળી રહે છે ને તે સહન કરે છે. તેમ મારી આ દર્શન જાણવાની જિજ્ઞાસાને પાર પાડવામાં ભલે ઘાતીકર્મો નડે, ભલે મતભેદો નજરમાં આવે, ભલે કોઈ દર્શન સમજાવનાર ન મળે, ભલે સાથે વળાવુ રૂપ માર્ગ દેખાડનાર ન પણ મળે, તો પણ મને દર્શનની પ્રાપ્તિ તો કરવી જ છે. એજ ધૂનમાં હું તો તારા નામના સહારે ચાલતો જ રહેવાનો છું. 'વિઘ્નરૂપી પર્વતોને ઓળંગી આપનું દર્શન કરીશ' એમ ધારી, હઠ કરીને વિઘ્નો રૂપ પર્વતોને, કર્મોના ક્ષયોપશમ દ્વારા ઓળંગવાને યોગ માર્ગે જો હું પ્રવર્તું, તો ભલે વાર લાગશે પણ આશા પૂર્ણ થશે જ. ભોમીઓ મળતો નથી, તેનો ખેદ તો જરૂર થાય છે, કે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવના સંયોગો મારા કેવા વિકારાળ છે, કે કિંમત આપવા છતાં વળાવુ કોઇ મને મળતો નથી. અહીં 'ધીઠાઈ' શબ્દ એવા અર્થમાં યોજાએલો છે, કે જ્યારે કોઇ આત્મા બહુ જ દુઃખમાં આવી પડયો હોય, ઘણાંની પાસે સહાયતા માંગવા છતાં, એની કોઇએ પણ દાદ સાંભળી ન હોય, બેબાકળો

આત્મા જ્યારે નિરાધાર ને વિરલ બની મુંઝાઈ જાય છે, ને જેમ ત્રણ દિવસનો ભૂખ્યો માણસ હોય ને કોઇ ખાવાનું ન આપે, તેનો તિરસ્કાર સૌ કરે છે, છતાં ધીઠો બની ઘરઘર જઇ ભીખ માંગે, તેમ આ નિરાશ ને ઉમંગરહિત બનેલી વ્યક્તિના આ ઉદ્ગાર કર્તાએ અહીં રજૂ કર્યા છે. આ એક શ્લેષાલંકારનું ઉદાહરણ છે. (૪)

દર્શનની ખોજ કરવાની મારી તીવ્ર તમન્નાથી ને શુદ્ધ ખોજીવૃત્તિથી ભાવનાશીલ બની મને જે મળે તેને દર્શન સમજવાની પચ્છા કરૂં છું. ત્યારે મારી પાછળ બધા લોકો મારી મશ્કરી ઉડાવે છે, કે જુઓ આ રણનું રોઝ છે કે શું? રોઝ એક એવું ખચ્ચરની આકૃતિવાળું પ્રાણી છે, કે તે કોઇ કામમાં આવતું નથી. ઘોડો, બળદ કે હાથી જેવા માનવોના કાર્યમાં સહાયક બને છે, ત્યારે આ રોઝ કોઇ કામમાં ઉપયોગી થતું નથી. ખેતરોમાં ને જંગલોમાં અહીં તહીં ભટકયા જ કરે છે. ગધેડો જેમ મૂર્ખ ગણાએલ છે, તેમ રોઝ એક (બેકાર) બેજરૂરી પ્રાણી મનાએલ છે. એની ઉપમાથી લોક મને એક ગાંડામાં ખપાવી દે છે. એવે વખતે હું સત્યનો ગવેષક અને સાચી ભાવનાથી પૂછવા જનારો હોવા છતાં, મારી આવી મશ્કરી થાય તે ઉચિત તો નથી જ. પહેલાં કહ્યા મુજબ આપના દર્શનની અપ્રાપ્તિ જાણીને અન્ય દર્શનીઓ અને દ્રવ્યવેશ-ધારી સ્વમતાગ્રહી જૈન દર્શનીઓ જ્યારે મળે છે, ત્યારે એજ વસ્તુને હું આગળ ધરું છું, એટલે એઓનો ઠપકો મળે છે, કે અમારી બુદ્ધિ પ્રમાણે “આટલું સમજાવ્યું છતાં, તમને દર્શન મળતું નથી, તો જાઓ અરણ્યમાં રૂદન કરો” એવી મારી મજાક ઉડાવે છે. એમ દર્શનાભાસ બતાવતા એ મતો-

વાળાની દૃષ્ટિએ ડાહ્યાને દિવાના ગણીને તેઓએ હાંસી કરી એ પ્રમાણે સત્ય કહીએ તો, જૈન દર્શનની પ્રાપ્તિ થવાને બદલે અન્ય મતવાદીઓ અથવા જૈન દર્શનાભાસ વેષધારીઓ મારા મનમાં કોઈ એવું ભુસું ભરાવી જાય, ને હું દુરાગ્રહી બની જાઉં, તો હાલમાં મારી જે શ્રદ્ધા છે, તેને બદલે જો તેઓ મારામાં અશ્રદ્ધા કરાવી દે, તો તે પ્રકારનું મને ઝેર પીવડાવે, તો દર્શન પ્રાપ્તિ રૂપ અમૃત પીવાની ક્યારની મારી જે તૃષા હતી, તે કેવી રીતે છીપી શકે?

દર્શન એક આત્માનો ગુણ છે, એટલે તેને રોકનાર ખરી રીતે તો કર્મો જ છે, તે વાત તો સત્ય છે. પરંતુ એનું સાર સત્ય એ છે, કે જો આત્મા પોતાના ગુણને પ્રાપ્ત કરવા મહેનત કરે તો કોઇ પણ રીતે, ગમે તેટલું સહન કરીને પણ, પોતાના હકનું ધન પોતે મેળવી શકે છે. અત્યારે આત્મા પરવશ છે તેથી શું થઇ ગયું? ભારતની જેમ આત્મા પણ સ્વાધીન બની શકે છે, એ ઇરાદાથી અહીં કહેવામાં આવ્યું છે. દુનિયાના ખૂણે ખૂણે ફરીશ, દર્શન ને સમજાવનાર કોઇ કેમ નહીં મળે? કોઈ ધુત્કારશે તો ય વાંધો નહીં, મશ્કરી કરી રોઝ પણ કહેશે તોય વાંધો નહીં, પણ હું કદી નિરાશ થનાર નથી. વળી ગામે-ગામ, ઘેરેઘેર ને ધરતિને ખૂણેખૂણે હું પૂછવા જઇશ, અને ત્યાં સત્યને છૂપાવીને બધાય જો સ્વમતનો જ હઠાગ્રહ બતાવશે, તો હું શુદ્ધ નિર્મળ અને મધુર એવા દર્શન રૂપી અમૃત પાન કરવાની જિજ્ઞાસાવાળો હોવાથી, એવા મતાગ્રહના પૂંછડાવાળા વેષધારીઓ દ્વારા અપાતા વિષ મિશ્રિત ઇંજેકશનોથી હું કેવી રીતે તૃપ્ત થઇશ? એમ એ મતાગ્રહને જો હું વશ થઇ જાઉં, ને તે દ્વારા વીતરાગ મતની

નિંદા અને હેલના કરવાના કાર્યમાં જો હું પ્રવર્તું, તો એ ઝેર પીવાથી શું મારી તૃષા મટશે? કદી નહીં. કારણ કે હું સત્યનો જ ખપી છું. સાચી પરખ કરવાની જેમાં તાકાત હોય, તે નકલી માલમાં ફસાય જ નહીં. એ નકલી માલ દેખીને ખૂશ થનારા બીજા! વખતે એ લોકો એની જાળમાં મને ફસાવી દે, તો મારું શું ચાલે? એટલે એથી એ સિદ્ધ થયું, કે આ શાહુકારોનું નગર નથી. આ તો પંચમ આરાની પૂરી છાયા પડી હોય, તેવો આ કાળ છે. તેવું જ આ ક્ષેત્ર છે. તેથી તો મને મુંઝાવું પડે છે. 'अहो कालस्य महात्म्यम्' એમ કરી નિરાશ વદને હું શાંત પણે બેસી રહું છું. પરંતુ મને દુઃખ એટલું જ છે, કે શ્રી મહાવીર ભગવંતનું આ શાસન ૨૧૦૦૦ વર્ષ સુધી રહેવાનું છે. એમાં શુદ્ધ સમ્યગ્ દર્શનને દેખાડનાર કોઇ પણ નજ હોય એ બનવું શક્ય જ નથી. કોઇને કોઇ ખૂણામાં હોવાજ જોઇએ. આપણી તેવા મહાજ્ઞાની મહાપુરુષની ખોજ કરવામાં આળસ ન થવી જોઇએ. એથી તો હું કોઇ રોઝ કહે તો પણ નિરાશ થતો નથી. જે ગરજૂ હોય, તે મહેનતથી કદી કંટાળે નહીં. મૂર્ખ માણસો અથવા દોરંગી દુનિયા મને રોઝ બનાવશે, તેથી હું શું મારી ટેક છોડી દઇશ? ના....ના....એ કદી નહીં બને.

અહીં બીજો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે, કે 'જેવો ગ્રાહક તેવો માલ' બતાવવો જોઇએ. એ દુનિયાનો રિવાજ છે, તે મુજબ પણ મને સાચો ગરજાઉ દેખીને સત્ય આત્મદર્શન બતાવવાની તે ગચ્છવાદીઓ કેમ ઉદારતા દર્શાવતા નહીં હોય? જો એમ જ હોય, તો અમારો મત જ મોક્ષમાર્ગનો સાધક છે, એવો જૂઠો આગ્રહ તેઓએ સેવવો જોઇએ

નહીં. કોઇ અમૃત લેવા આવે તેને કોઇ વેપારી ઝેરનું પડીકું બાંધી આપે, એ શું તેની સજ્જનતા છે? એક જ ભાવનું દુકાનમાં બોર્ડ લગાવવું છે, અને કોઇ પણ ગ્રાહક સાથે બે ભાવ સિવાય જેણે વાત રાખી નથી, એ વેપારીની શાખ ને આબરૂ પણ કેવીક બજારમાં હોતી હશે? આમ આ મતવાદીઓએ ખરેખર શાસનને લજવાવ્યું છે. સત્ય દર્શનમાં અપેક્ષાઓ હોઈ શકે છે, પણ જૂદા મતો અને 'હું સાચો ને તું ખોટો' એવી સ્થિતિ એક પળભર પણ નભી શકે નહીં. કોઇ છોકરો હળધર લેવા આવે તેને મીઠું બાંધી આપે, તો તેને ઘેર કેટલા ઝગડા થાય તેની કલ્પના કરવી મુશ્કેલ છે. એ કારણથી હું તો અમૃત લેવા નિકળ્યો જ છું. અમૃતના વેપારીને શોધી કાઢીશ, તે નહીં મળે ત્યાં સુધી મને જપ વળશે પણ નહીં. એ પ્રયાસ હું છોડનાર પણ નથી. વળી અમૃતને બદલે બીજું કાંઇ બાંધી આપનારથી હું છેતરાઉં તેવો પણ નથી. આ એનો તાત્પર્યાર્થ છે. (૫)

હે ભગવાન! જે દર્શન મારે પ્રાપ્ત કરવાનું છે, તે ધ્યેય જો સિદ્ધ થઇ જાય, તો ખરેખર મરણનો અને જીવન (જન્મ)નો ત્રાસ મટી જાય. જો આપની કૃપાથી સ્વરૂપજ્ઞાન થાય, તો તે જૈન દર્શનથી અભિન્ન છે. જ્યાં સ્વરૂપદર્શન અને સ્વરૂપજ્ઞાન થયું, એટલે જૈન દર્શન પ્રાપ્ત થઇ ગયું જ જાણવું. એક વાર જો આ દર્શન મળી જાય, તો સમસ્ત જન્મમરણોનો ભય મટી જાય. એટલું બધું મહામૂલું–મૂળનું મૂળ, ને સારનો સાર–આ 'દર્શન' છે. મામૂલી મતભેદો જોઇને ઉભગી જનારા લોકો ખરેખર મૂર્ખ છે. આવા મહામૂલી

દર્શનથી તેઓ કિંમત આંકી શકતા નથી. આ દર્શનની શોધ સાહસિક અને દ્રઢ પ્રતિજ્ઞાધારી આત્માઓજ કરી શકે છે. મુશ્કેલીઓથી ડરનારા નાહિંમતોનું આમાં કામ નહીં. એમાં શૌર્ય જોઇએ, આત્મશ્રદ્ધા અને ધ્યેયનું લક્ષ્ય બિંદુ જોઇએ, તથા આત્મવિશ્વાસની જાગૃતિ જોઇએ. એ હોય તો....સઘન જ્ઞાનાનંદના માલિક હે આનંદઘન પ્રભુ! જે દર્શન પામવું અતિશય મુશ્કેલ છે, તે પણ સુલભતાથી આપની કૃપાથી મળી જશે. આજની જો આ સાચા દિલની મારી પ્રાર્થના હોય, તો તેના વિઘ્નભૂત કર્મતત્ત્વો દૂર થઇ જશે ને માર્ગ સુલભ બની જશે, એવી મને સંપૂર્ણ ખાત્રી છે. (૬)

  

# (૩) શ્રી અનંતનાથ ભગવાનનું સ્તવન.

ધાર તલવારની સોહિલી, દોહિલી,
ચઉદમા જિનતણી ચરણ સેવા,
ધાર પર નાચતા દેખ બાજીગરા,
સેવના-ધાર પર રહે ન દેવા.
ધાર તલવારની...(૧)

એક કહે "સેવીએ વિવિધ કિરિયા કરી,"
ફળ અનેકાંત લોચન ન દેખે,
ફળ અનેકાંત કિરિયા કરી બાપડા,
રડવડે ચાર ગતિ માંહિ લેખે.
ધાર તલવારની...(૨)

ગચ્છના ભેદ બહુ નયન નિહાળતાં,
તત્ત્વની વાત કરતાં ન લાજે,

ઉદરભરણાદિ નિજ કાજ કરતાં થકાં,
મોહ નડિયા કલિકાલ રાજે,
ધાર તલવારની....(૩)

"વચન નિરપેક્ષ વ્યવહાર" જુઠો કહ્યો,
"વચન સાપેક્ષ વ્યવહાર" સાચો,
"વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ"
સાંભળી, આદરી, કાંઈ રાચો ?
ધાર તલવારની....(૪)

દેવ ગુરુ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે,
કિમ રહે શુદ્ધ શ્રદ્ધાન આણો,
શુદ્ધ શ્રદ્ધાન વિણ સર્વ કિરિયા કરી,
છાર પર લીંપણું એહ જાણો.
ધાર તલવારની...(૫)

"પાપ નહીં કોઇ ઉત્સૂત્ર ભાષણ જિસ્યું,"
"ધર્મ નહીં કોઇ જગ સૂત્ર સરિખો,"
સૂત્ર અનુસારે જે ભવિક કિરિયા કરે,
તેહનું શુધ્ધ ચારિત્ર પરિખો.
ધાર તલવારની....(૬)

એહ ઉપદેશનો સાર સંક્ષેપથી,
જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે,
તે નરા દિવ્ય બહુ કાલ સુખ અનુભવી,
નિયત 'આનંદઘન' રાજ પાવે,
ધાર તલવારની...(૭)

## ભાવાર્થ.

ચૌદમા તીર્થંપતિ શ્રી અનંતનાથ ભગવાનના ચરણ-કમળની સેવા એટલી બધી સહેલી નથી, કે જેટલું તલવારની ધાર ઉપર ચાલવું સહેલ છે. સરકસવાળા, બાજીગરો, જાદુગરો તથા કેટલાક અઘોરી બાવાઓ એવાં ચમત્કારિક કામો કોઇક વખત કરી દેખાડે છે, કે તેથી આપણે તો હેરત જ થઇ જઇએ. અહીં કર્તા પણ તેજ બાજીગરોના હેરત પમાડે તેવા પ્રયોગોની વાત કરે છે. બીજા દેખનારને એમ જ થાય, કે હવે આ મરી જશે, પણ એ જિંદગીના જોખમના આશ્ચર્યકારક પ્રયોગોમાંથી પસાર થાય છે, તેવા વાંસ ઉપર દોરડું બાંધી, એ દોરડા પર થાળીમાં પગ મૂકી, ચાલીને આ પારથી પેલે પાર નાચી બતાવે. તલવારની ચમકતી ધાર ઉપર નાચ કરે. એવા સફળ પ્રયોગો કરી બતાડનારા સંસારમાં કોઇક હશે. તે તો હજી સહેલું છે. પરંતુ આ પ્રભુની સેવા, પ્રભુના ચરણ-કમળની સેવા અથવા તો પ્રભુજીની આજ્ઞાના પાલન રૂપ સેવા એ પેલા પ્રયોગ કરતાં પણ દુષ્કર છે. શા માટે એ દુષ્કર છે એનું વર્ણન આ સ્તવનમાં કર્તાએ બહુ જ સુંદર રીતે કર્યું છે. તે આપણે હવે એક પછી એક વિચારીને જોઇએ. તો શું એ પ્રભુજીની આજ્ઞાઓનું પાલન કરવું એ શકય જ નથી ? ના, ના એમ નથી. તલવારની ધાર પર નાચનારા પણ જિનાજ્ઞાનું પાલન તો કરી શકતા જ નથી. કપાલે તિલક કરનાર આજ્ઞાનો પાલક થઇ જ ગયો એમ કહી શકાય નહીં. એ તો આખા દિવસમાં એ ભગવાનને યાદ નહીં કરતો હોય. સાચો આજ્ઞા-પાલક તો એજ કહેવાય, કે જે ગમે તેવી કઠિન પણ આજ્ઞા

હોય, છતાં પણ પ્રાણના ભોગે આજ્ઞાનું પાલન કરવા તૈયાર હોય. જિનાજ્ઞામાં તે એવું કઠિન કામ શું છે? કે આ મહાકવિ આટલું બધું તે વાતને મહત્ત્વ આપે છે. તો પછી એવા આરાધક આત્માઓ આજે ભારતભૂમિમાં બહુ ઓછા જ હશે. તે આ વાત પરથી સમજાશે, કે દુનિયામાં અઘરામાં અઘરૂં કામ તલવારની ધાર ઉપર ચાલવાનું છે. તેવા કામને પણ આ મહારાજશ્રી સહેલું બતાવે છે, અને ભગવાનની સેવા, ચરણકમળની પૂજા, ભક્તિ અને આજ્ઞાઓનો અમલ, એ વસ્તુઓને દુનિયા જે સહેલું માને છે, તેને તેઓ તલવારની ધાર પર ચાલવાથી પણ હજારોગણું કઠિન કામ બતાવે છે. એ હિસાબે લોક મંતવ્ય ને આ મંતવ્યમાં આસમાન 'જમીનનું' અંતર પડી ગયું. એટલે જ આ વસ્તુ બહુજ મનન મંથન માંગે છે. ઉંડા ઉતરીને વિચારીએ નહીં, ત્યાં સુધી આ વાતની ગૂંચનો ઉકેલ થઈ શકે નહીં. કર્તા એજ કહે છે, કે હે ભગવાન! તારી પાસે આવનારા, તારી પૂજા કરનારા, તારા નામની માળા જપનારા, એ બધાય તારી આજ્ઞાના અખંડ પાલક જ છે, એવું હું માનવા તૈયાર નથી. ભગવાનની સેવા મેળવવી એ કાંઈ સહેજ વાત નથી. તલવારની ધાર પર ચાલતાં જો કાંઈ ભૂલ પણ થઈ જાય, તો પ્રાણ ગુમાવવા જેવો અવસર પણ આવી જાય. તેમ આ જિજ્ઞાનાનો અમલ કરતાં ન આવડે, તો ભવોભવ સુધી તેના બૂરા પરિણામો ભોગવવાં પડે. એવું અતિશય ને અકલ્પ્ય કઠિન કામ આ સેવામાં રહેલું છે. માત્ર ધૂપ–દીપ–અક્ષત –નૈવેદ્ય–ફળાદિથી જ આ ભગવાનની સેવા માની લેવાની નથી. ચઉદમા જિનતણી ચરણ સેવા–એટલે પગે કેસરથી પૂજા કરવી એનું નામ ચરણ સેવા નથી. પરંતુ ભગવાનની

આજ્ઞાઓ જાણવી અને તે મુજબ પાળવી તેજ ખરી સેવા ગણાય છે. વળી વિષયોને જીતવા–પાંચે ઇંદ્રિયોને કાબૂમાં રાખવી, ને વ્રતો ગ્રહણ કરવા, તેવી સેવા અહીં અપેક્ષિત છે. તેવી રીતની આ સેવા દેવોથી પણ થઇ શકતી નથી. અથવા તો આજ્ઞા પાળવારૂપી સેવાની ધાર પર દેવો પણ રહી શકતા નથી. એનો અર્થ એ થયો, કે તલવારની ધાર પર ચાલનારા નટનટી લાખમાં ૫–૨૫ હોય, એવાં હજારો નટો પણ એ કઠિન જિનાજ્ઞા પાલનનું કામ કરી શકતા નથી. તે દેવો પણ વ્રત ગ્રહણ કરી શકતા ન હોવાથી, એ પણ સાચી સેવા કરી શકતા નથી. તો પછી રહ્યું કોણ? પશુઓનો પણ પ્રશ્ન અસ્થાને છે. માત્ર મનુષ્યો જ રહ્યા. તેમાં ઉત્તમ અધ્યાત્મી વલણના સુસંસ્કારી મનુષ્યોમાં યોગ્યતા હોય છે. તેમાં પણ બાહ્ય આડંબરીઓ એમજ માનતા હોય છે, કે આજ્ઞા પાલન કર્યા વગર પણ કેવળ તિલક કરીને નિભાવી લઇશું. અનંતનાથ ભગવાનના જિન મંદિરે જઇશું. લોક પણ કહેશે કે હા, પૂજા કરી આવ્યા. આજ્ઞા પાલન કરવાની શી જરૂર છે? કોણ પૂછનાર છે, કે જિનાજ્ઞા પાળો છો કે નહીં?

જિનની ચરણસેવા એટલે જ આજ્ઞાનું પાલન. આજ્ઞાનું પાલન ન કરે તે ચરણકમળની વાસ્તવિક સેવા કરતો જ નથી. એ તો વિરાધક છે. આરાધક સાચો તે, કે જે વિરાધનાઓથી બચતો રહી, દ્રવ્યથી ચરણ પૂજા, અને ભાવથી આજ્ઞાની સેવામાં અખંડ ભાવનાથી સદા તૈયાર રહે. સમવસરણમાં દેવ–દેવેન્દ્રો આવે છે. ભગવાને સર્વવિરતિ ને દેશવિરતિ એમ બે પ્રકારનો ધર્મ બતાવ્યો. એ આજ્ઞાનો અમલ અસંખ્યાત યોજન દૂરથી આવેલા અસંખ્ય દેવદેવીમાંથી કોઇ કરી શક્યું નહીં. એટલે

એ ચરણસેવાનો લાભ દેવોએ ઉઠાવ્યો નહીં, તેથી કહ્યું કે દેવો (સેવના ધાર) સેવાની ધાર પર ચાલવા સમર્થ નથી. એથી અહીં ચરણસેવાનો અર્થ આજ્ઞાનું પાલન-વ્રતગ્રહણ જ કરવો પડશે. નહીં તો દેવોએ તો ઘણી સેવા કરી છે. સેવામાં શું બાકી રાખ્યું છે? એવી સેવા મનુષ્યો ક્યાં કરી શકવાના હતા? સમોસરણ ચરણસેવાની ભાવનાથી જ રચવામાં આવ્યું હતું. પરંતુ એ સેવા અપૂરી સેવા ગણાય. આજ્ઞા ઝીલવા પ્રતિપળ તૈયાર રહે એ દુનિયામાં પણ સાચો સેવક ગણાય છે. અડધી રાતે ખૂશીથી ખડે પગે સેવા કરે એવાને જ Body Guard અંગરક્ષક તરીકે રખાય છે. બીજા નોકરો તો પૈસાના સ્વાર્થ માટે જ રહે છે. એ ૬-કે ૮ કલાક બાંધેલા ઉપરાંત સેવા કરવા તૈયાર હોતા નથી. એ બધા દ્રવ્યસેવકો છે. તેમ આ ધર્મમાં પણ એવું છે, કે એકપતિવ્રતવાળી મહાસતિઓ સાચી સેવિકા મનાય છે. "મારા કલ્યાણ માટે વીતરાગે શી શી આજ્ઞા ફરમાવી છે, તેનું મારે યથાર્થ જ્ઞાન અને પાલન કરવું જોઇએ" એવો ખ્યાલ જે જિનપૂજા કરનારાઓને હોતો નથી, એવાઓથી શાસનને ઘણુંજ નુકશાન પહોંચે છે. છતાં આ પદ્યના કર્તા તો અવધૂત જોગી હતા, તેઓ સાચું છૂપાવવા કદી તૈયાર ન હતા. તેથી જ દેવો માટે પણ સાચું સંભળાવી દીધું, કે દેવો અંનતનાથ ભગવાનના સાચા સેવક નથી. કારણ એ ભગવાનની દેશના સાંભળીને તેઓ એ પ્રભુની આજ્ઞાઓને "તહત્તિ" કહેવા છતાં પૂરી અમલમાં મૂકી શકયા નહીં, અથવા સાંભળ્યું તે પળે જિનવચન ગમ્યું, છતાં તેનો સ્વીકાર કરી શકયા નહીં. કર્તાએ અભિનંદન ભગવાનના સ્તવનમાં પણ સાચું કહી દીધું, કે "આ બધા નવિન મતો કાઢનારાઓએ જ આજના શાસનને મોટું નુક-

શાન પહોંચાડયું છે. બાળજીવો પર તેથી ઘણી બૂરી અસર પડી છે." એ ડર્યા નહીં, કે દેવોને ખોટું લાગશે, ગચ્છવાદીઓ મારી વિરૂદ્ધ થશે. એવો ભય એમને હતો જ નહીં. સાચું કહે નહીં, ત્યાં ધી પક્ષપાત રહિત દૃષ્ટિથી સત્યને શોધનારાઓને માર્ગદર્શન ક્યાંથી મળી શકે? એ સત્ય કહેવામાં વ્યક્તિગત દ્વેષ કે રોષ એમને હતો જ નહીં, બલ્કે એઓના કલ્યાણ માટે જ એમણે એ સત્ય સંભળાવી દીધું. તેથી તેમને બધા 'અવધૂત જોગી' કરીને સંબોધતા. આપણામાં એવું દૂષણ છે, કે કોઈ આપણને સાચું પણ કડવું સંભળાવે છે, ત્યારે તેના પર ઈર્ષા દ્વેષ કરી ખાર રાખીએ છીએ, અને આપણું અહિત કરનાર મીઠું મીઠું બોલી આપણને છેતરી જાય છે, તેની આપણે પ્રશંસા કરતા હોઇએ છીએ. એ આપણામાં મોટો દોષ છે. તેથી આપણું ભલું થતું નથી. એજ નિષ્પક્ષનીતિ આપણે આગળની ગાથાઓમાં જોઇ શકીશું. આપણા દેવ પણ પક્ષપાતી કે રાગી-દ્વેષી નથી, આપણા ગુરુ પણ પક્ષપાતી નથી. આપણો ધર્મ પણ પક્ષપાતી નથી. એજ આપણું સૌભાગ્ય ને સદ્ભાગ્ય માનવું જોઇએ. (૧)

અનેક ગચ્છો કે અનેક મતો જે નિકળ્યા તેમાં એકથી બીજામાં કોઇ ને કોઈ તો ફેર હોય છે. એટલે એ ફેરફાર એના વિદ્વાન સ્થાપકે બહુ જોઇ વિચારીને કર્યો હોય છે. મોટે ભાગે ક્રિયાઓમાં ફરક રાખવામાં આવે છે. થોડી થોડી ક્રિયાઓના ફેરફારમાં તે મત કે ગચ્છ જૂદા પડી જાય છે. એ જૂદા થવાથી લોકો દરેકના તમાસા જોવા જાય છે, લોકો પૂછે તો સૌ પોતપોતાનું બતાવે તો છે. પણ 'અમે ઉંચા છીએ' એવો સૌનો અવાજ આવતો હોય છે. એને પૂછીએ કે કેવી રીતે? તેનો તે

જવાબ આપે, કે જુઓ—અમે આવી ક્રિયાઓ કરીએ છીએ, એવી બીજા ક્યાં કરે છે? આ બધી ક્રિયાઓ જિનકથિત છે. એટલે અમે ભગવાનના ચરણકમળની સેવા સારી રીતે બજાવી રહ્યા છીએ. બીજા કોઇ જૂદીજ વાતો કરે છે, કે અમે એવું માનતા નથી. અમે તો તપ જપમાં વિશેષ શ્રદ્ધા રાખીએ છીએ. એમ અનેકના અનેક મત થઇ જાય છે. હવે જે જ્ઞાન યોગને છોડીને ક્રિયાઓ જ માત્ર કરવામાં, કે કરતા રહેવામાં મસ્ત હોય છે, તે એકાંતવાદી જાણવા. એકાંતવાદી સ્વયં છે, ને બીજાઓની પાસે અનેકાંતવાદમાં રહેલી ક્રિયાઓના જ માત્ર નામ લઇને ગુપ્ત સાંસારિક ઉપદેશથી થોડી ધર્મ ક્રિયા પણ જે કરે છે, તેનું અભિમાન તેને ચઢે છે. તેથી તે અહીંની ક્રિયાઓ કરવા, કરાવવા છતાં એનું તો ચાર ગતિનું પરિભ્રમણ ઘટતું જ નથી. આવું શાથી બને છે, તે વિચારવા જેવું છે. ધર્મક્રિયા કરે અને ચતુર્ગતિ સંસારમાં વધારોજ થતો જાય એવું ઉલટું પરિણામ શાથી આવે, એ શોધવા જેવી વસ્તુ છે.

ક્રિયાઓ દ્વારા અમે જિન કથનનો અમલ કરીશું એમ કહેનારાઓ એકાંતવાદી છે. તેથી તેઓ માર્ગ ચૂકે છે. એના બે કારણો મહત્ત્વના છે. તેને તેઓ જોઇ શકતા નથી. તે બે છે, કે તેઓ (૧) અનેકાંતવાદનું સ્વરૂપ જાણી શકતા નથી, તથા (૨) તેના ઉત્તમ પરિણામનો તેઓ વિચાર કરી શકતા નથી. તેઓ સમજી શકતા નથી, કે જ્ઞાન વિનાની ક્રિયાથી અમને મુક્તિનું ફળ મળનાર નથી. અજ્ઞાન ક્રિયા તો અજ્ઞાન કષ્ટ સ્વરૂપ થઇ જશે. આવી રીતે અનેકાંતવાદના સ્વરૂપની અને પરિણામની વિચારણા કર્યા વિના ગતાનુગતિક વિધિથી ને દેખાદેખીથી જેઓ ધર્મક્રિયાઓ કરે જાય છે, તેમાં અવિધિઓ ઘણી હોય,

ઉચ્ચારણમાં અશુદ્ધિઓ પણ ઘણી હોય, એમ વિધિવાદ અને શુદ્ધિકરણ પર તેઓ ધ્યાન દેતા નહીં હોવાથી તેમને ચારગતિમાં એ અજ્ઞાનભરી ક્રિયાઓ રખડાવે છે. સુજ્ઞ પુરુષો સમજી શકે છે, કે ઉત્તમ આરાધક આત્માઓ માટે આટલું વાકય કેટલું બધું માર્ગદર્શક છે? તે હૃદયમાં વિધિ, શુદ્ધિ અને જ્ઞાન માટે ચોટ લગાડે તેવું હૃદયવેધી એ વાકય આરાધનામાં સતર્ક બની ઉજમાળ બનવાની સૂચના આપે છે, કે પહેલાં સ્યાદ્‌વાદને સમજો, પરિણામનો પૂરો અભ્યાસ કરો ને પછી ક્રિયા કરો, તમને તે બહુ ફળ આપશે. એવી આંડકતરી ટકોર ઉપાસક-વર્ગને કર્તા સંદેશ રૂપે અહીં આપે છે. કારણ કે સંસાર વધે તે તો વિષય કષાયોના જોરથી વધે છે. અનેકાંતમતની ક્રિયા કરાય અને સંસાર વધે એ શું કામનું? આ વાત આપણે ઉદાહરણ સાથે તપાસીશું તો વધારે સારી રીતે સમજાશે.

જ્યાં સાધુ–સાધ્વીજી મહારાજોનો અવરનવર વિહાર ચાલુ રહેતો ન હોય, તેવા સ્થાનો, અથવા જ્યાં દશ–દશ વર્ષ સાધુ–સાધ્વીજી મહારાજોના ચોમાસા વિનાના ખાલી જતાં હોય, તેવા સ્થાને જઇને પર્યૂષણાની ઉજવણી શ્રાવકો અને શ્રાવિકાઓ કેવી કરે છે, તે જો આપણે બરોબર બારિકાઇથી તપાસીશું, તો આ કર્તાની આ પંક્તિનો ભાવ બરાબર સમજાશે. આવા શહેરો અને ગામો ઓછા નથી. સેંકડાની સંખ્યામાં નહીં, બલ્કે તેવા આજે ભારતમાં હજારોની સંખ્યામાં છે, કે જે ઠેકાણે ધર્મને માત્ર પર્યૂષણામાં સમાવી દીધો છે, અને મન મનાવવા પુરતી એ ઉજવણી (પર્યૂષણા મહાપર્વની) માત્ર એક રમકડાના ખેલ જેવી બનાવી દીધી છે. આવું પરિણામ શાથી આવ્યું? ત્યાંના લોકો એમ કહે છે, કે સાધુ-

સાધ્વીજી મોટા શહેરોનો મોહ છોડતા નથી, આવા અણુજાણુ લોકોના ઉદ્ધાર માટે તેઓ ગામડાઓમાં કેમ વિચરતા નથી. એનો અર્થ એ થયો, કે સાધુ-સાધ્વી આ બધે ગામેગામ પહોંચી શકતા નથી. તેમની સંખ્યા ઓછી છે. ગામોની સંખ્યા વધારે છે. અથવા સાધુ-સાધ્વીજીઓ જો ન હોય, તો "આયરિયાણું, ઉવજ્ઝાયાણું ને સવ્વ સાહૂણ"ના ત્રણે પદનો અભાવ થાય. એ અભાવ થાય તો શાસન વિચ્છેદ થયું સમજવું. એક ચોમાસું સાધુ-સાધ્વીજીનો જોગ બન્યો, ને પછી દશ વર્ષ ન બન્યો. તો ભાવનામાં મંદી કેમ આવી જાય છે? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. એવું જ એ ગામોમાં બન્યું છે, કે ત્યાં મોટે ભાગે શ્રી નવકાર મંત્ર પણ કોઇને શુદ્ધ આવડતો હોતો નથી. તો પછી તેના અર્થ-ભાવાર્થની તો વાત જ શી? એમ સંવત્સરીનું જ માત્ર એક વર્ષમાં એક પ્રતિક્રમણ કરે છે, તે પણ ચોપડીમાં જોઇ જોઇને જ કરે છે, વળી થોડા કરે છે, તે મજાક મશ્કરી કરી પૂર્ણ કરે છે. કહો ભલા! એવા ક્ષેત્રોમાં થતી એ ધર્મક્રિયાઓ શો લાભ કરાવતી હશે?

આજે ગુજરાત, સૌરાષ્ટ્ અને મારવાડ એ ત્રણ પ્રદેશો છોડીને મોટે ભાગે એવી સ્થિતિ છે, કે જ્યાં ગામડાં હજારો છે. ત્યાં વર્ષમાં ૧ વાર પણ ૧-૨ દિવસ પુરતો સાધુ વિહાર થતો પણ હોય, તો તેથી શો લાભ? તેવા સ્થાનોના લોકો માને છે, કે અમે પર્યુષણા પર્વ ખૂબ ઉલ્લાસથી ઉજવીએ છીએ. તેવા ગામોના મોટી ઉંમરના ભાઇઓ, મોટી બહેનો અને બાળક બાળિકાઓ જન્મથી જ માત્ર "જૈન" છે કે બીજું કાંઇ? બહાર કહે છે, કે અમે જૈન છીએ. એ સ્થાનથી માંડી મિનિસ્ટર સુધી પહોંચેલા માન્યવરો પણ જૈનત્વથી અણુજાણુ રહેતા

હોય છે, તેઓને માટે જાગૃત થવા માટે આ સ્તવનના કર્તા અહીં સાચું સંભળાવવા કહે છે, કે તેવાઓ જે ક્રિયા ભલે કોઈક દિવસ કરે છે, તે ક્રિયા બીજા કોઇ જૈનેતર પંથ કે મતવાળાની કહેલી નથી. "ફળ અનેકાંત (મત)ની જ તે ક્રિયા છે. છતાં પણ તેમનામાં "ફળ અનેકાંત" દેખવાનો અભાવ હોવાથી અથવા "અનેકાંત (મત)નું (જ્ઞાનપૂર્વકની ક્રિયાઓનું) ફળ (મોક્ષ) ધ્યેય રૂપે નજર સમક્ષ જે રાખવાનું હોય છે, તે, તથા તેઓ "લોચન ન દેખે" સ્યાદ્વાદ મતની ક્રિયાઓથી જે ફળ (મોક્ષ) મળવું જોઇએ, તે તેમને મળતું નથી. અને એ ક્રિયા કરીને તે (બાપડા) બિચારા ચતુર્ગતિના ભવભ્રમણને ઘટાડી શકતા નથી, એ એક આશ્ચર્યની વાત છે.

વળી બીજો દાખલો લઇએ. કોઇને ટાઇફોઈડ તાવ આવ્યો. કોઇએ કહ્યું "વેદનીય કર્મની પૂજા ભણાવો" કોઇનો કેસ ચાલે છે, તેમાં પોતાની તરફેણમાં ચૂકાદો આવે તેથી કોઇએ કહ્યું કે "અંતરાય કર્મની પૂજા ભણાવો" સંતાન માટે કોઇએ કહ્યું "કેસરીઆજી ભગવાનની માન્યતા કરો" એવા વખતે આત્મા સ્વાર્થવશ થઇ તે તે કાર્ય કરે. તેમાં માત્ર ઇરાદો એજ હોય છે, આ લાભો મળે તો મારો સંસાર જે ખોટવાઇ ગયો છે, તે સારો ફુલ્યો ફાલ્યો બને. એ પ્રમાણે વર્તે અને સફળતા મળવાથી શ્રદ્ધા થોડી થઇ પણ જાય. છતાં એ સ્યાદ્વાદની અપેક્ષાઓના રહસ્યોનો જાણકાર નથી, અને એને મોક્ષની જરૂરીઆત પણ નથી. એમ અશુધ્ધ તો અશુધ્ધ, થોડી ઓછી કે જેવી તેવી વિધિ થઇ તો પણ વાંધો નહીં, એવી વૃત્તિથી સંવત્સરી પ્રતિક્રમણ કોઇ ચોપડીમાં વાંચી વાંચીને સંભળાવી દે ને સાંભળે છે, પરંતુ તેથી એની એ "ફળ અને-

કાંતની ક્રિયા" સંસાર ભ્રમણ સિવાય બીજું કયું ફળ આપી શકે ? એથી એને બિચારા કહ્યા. કર્તા એની દયા ખાય છે, કે એમને માટે વર્તમાન શાસન કામિયાબ બન્યું નહીં. એવા તો ઘણાંય દાખલાઓ છે,-જેવાં કે "મોજશોખ માટે યાત્રાએ જાય, ડૉકટરના કહેવાથી બ્રહ્મચર્ય પાળે, ગરમીમાં ગરમ પડે તે માટે કાંદા વિ. ખાવાના બંધ કરે. ખાવા ન મળે એટલે ઉપવાસ થયો માની લે" વિગેરે દેખાવમાં ધર્મનું આચરણ દેખાય, ને ચતુર્ગતિ સંસાર વધવાનું ફળ મેળવે. એટલે કહેવું પડે, કે (જ્ઞાન રહિત) માત્ર ક્રિયા કરી એ પ્રભુની સેવા કરવાનું જેઓ માનતા હોય, તેઓ મોટી ભૂલ કરે છે. ભગવાનની સેવાનું ફળ તો કર્મથી મુક્ત થવા રૂપ આત્મ-વિશુદ્ધિનું હોવું જોઇએ. અનેકાંતની અપેક્ષાઓની સમજણ વિનાના ને માત્ર ક્રિયાકાંડમાં જ રાચનારાઓને મુક્તાવસ્થા પ્રાપ્ત થતી જ નથી.

ટૂંકમાં એ અર્થ થયો, કે જેઓ એકાંતે ક્રિયાવાદી બની ગયા છે, ને જેઓ અપેક્ષાઓને કે જ્ઞાનયોગને તિરસ્કારતા હોય છે, તેવાઓ સ્યાદ્વાદની ઉત્તમ ક્રિયાઓના ફળ રૂપે આત્માના શુદ્ધ સ્વરૂપ દર્શનના ધ્યેયને પામી શકતા નથી. એમાં એઓ આલંબન રૂપે ભલે આ વીતરાગ કથિત ક્રિયાઓનો સહારો લે છે, તો પણ બિચારા ઉપરની ખામીને કારણે ચાર ગતિમાં રખડે છે. ( ૨ )

એ ભગવંતની આજ્ઞાઓનું પાલન અત્યંત કઠિન છે, માટે તો જેઓ ટકી શકયા નહીં, તેઓએ સ્વચ્છંદી ને સ્વેચ્છાચારી બની મતિભ્રમના દોષને કારણે જુદાજુદા ગચ્છો અને સંપ્રદાયોના [illegible]

આજ્ઞાનો અમલ કરવો સહેલો ન હતો, તેથી નવા મતો પ્રવર્તાવ્યા. નહીં તો વિશ્વના એક મહાન ધર્મના મુખ્ય પ્રવાહમાંથી જૂદા જૂદા ગચ્છો ન પડતા. ગંગા જેવી નદી શરૂમાં નાની હોય છે, તેમાં નાની નદીઓ ઘણી ભેગી થતી ગઇને પછી મહાન બની. તેવું અહીં થયું નથી. અહીં તો **એક મહાન પ્રવાહ વેર-વિખેર થઇ ગયો,** એ આશ્ચર્યરૂપ ઘટના છે. એક તરફ મતનો, સંપ્રદાયનો કે ગચ્છનો મમત્વભાવ રાખવો, અને બીજી તરફ વિશુદ્ધ એવી આત્મ તત્ત્વની વાતો કરવી એ " ભસવું ને લોટ ફાકવો, એના જેવી વાત બની જાય છે, જ્યાં પોતાના ગચ્છ મત કે સંપ્રદાયનો મોહ હોય, ત્યાં આત્મ તત્ત્વનું જાણપણું હોઇ શકતું જ નથી. **આત્મતત્ત્વ બહુ જ વિસ્તૃત અને વિશાળ છે. એ કોઇ વાડામાં કે ગચ્છવાદમાં સંકુચિત બનેલું નથી,** એવા મતાગ્રહીઓ ભેદભાવમાં ગુંથાએલા હોવાથી પોતાને જ સારા દેખનારા અને પરને ખોટા તરીકે દેખનારાઓ વાતો કરવા બેસે અથવા જ્યારે પોતાના ભક્ત વર્ગને મજબૂત બનાવવા ઉંચા તત્ત્વોની વાતો કરવા બેસે, ત્યારે જૂઓ. એવા-ઓને જોતાં આપણને એમ જરૂર થાય, કે આમને શરમ કેમ નહીં આવતી હોય ? તત્ત્વની વાત એ શી કરવાના ? એ તો પોતાની પંચાત અને પલોજણમાંથી ઉંચાજ આવી શકવાના નથી. એ બીજાને તુચ્છ સમજે છે, એજ એમની ભૂલ છે. આજે નારકીમાં સબડતો એક જીવ જે (કાલે) બીજા જ ભવમાં તીર્થં-કર ( શ્રેણિક રાજાની જેમ ) બનશે, તેને તરછોડવા કે ઉતારી પાડવામાં શું મહત્તા સમજે છે ? વળી એ મતવાદીને પૂછીએ, કે તું તો કાંઇ જાણતોય નથી. એના સ્થાપક તો સેંકડો વર્ષ પહેલાં આ ધરાતલ છોડી ગયા છે. અત્યારે તે કોઇ દુર્ગતિમાં

એમ થાય છે, કે હે ભગવાન! આ શું થવા બેઠું છે? એક દૃષ્ટિથી જોઇએ, તો સાચા આરાધકને આવી વિષમ પરિસ્થિતિ દેખીને અતિશય અંતર્વેદના થયા વિના રહે જ નહીં. એકનો એક છોકરો, ને તે રળતો કમાતો યુવાન હોય, તે કદી ખૂબ બિમાર પડે ને છેલ્લી અણી પર હોય, તો સાચી જન્મદાતા માતાને કેટલું દુઃખ થાય? તેમ જે આ શાસનને પોતાનું શિરછત્ર માને, એની આબરૂને આવા મતવાદીઓ તરફથી ધોકો પહોંચે ત્યારે પ્રાણના ટુકડા થયા વિના કેમ રહે?

એજ કારણથી અહીં પોકાર કરવો પડયો, કે હે વીતરાગ! તમે તો નિરંજન નિરાકાર થઇ ગયા. હું તો હજી સરાગ સંયમી છું. તારો સાચો ભક્ત છું આ બધું દેખીને મારો પ્રશસ્ત રાગ મારા અંતરમાં દુઃખાગ્નિ પેદા કરે છે. એક બાજુ દેવગુરુ કે ધર્મના તત્ત્વોની એ દુરાગ્રહીઓ વાતો કરે છે, ને બીજી બાજુ પંથ મત અને સ્વગચ્છનો કે ગુરુભક્તિની ઘેલછાનો નશો ચડાવી, સ્વભક્ત વર્ગમાં એક જાતનું મિથ્યા તાન ચડાવે છે. એવી ગાંડી ગુરુભક્તિ બતાવી, વીતરાગ દેવને નીચે પાડવાનું અને વીતરાગ શાસનને હીણુપત લાગે તેવું દુષ્કૃત્ય તેઓ કરી રહ્યા છે. **એને એના પાપનો શ્રાપ તો લાગશે જ,** પણ મારી ફરજ તો માત્ર શાસનની અખંડ સેવા કરવાની અને આરાધક બની એને અવિચ્છિન્ન પ્રભાવશાળી દેખવાની જ છે. આજે પણ એવું બને છે, કે એક મંદિરમાં દેવને ગુરુ બેઉને બેસાડેલા હોય છે, પછી કોઇ મોટા દિવસે ભક્તો એકઠા થાય છે. તે વખતે બોલી બોલવાનો રિવાજ

હોય છે. ત્યારે ભગવાનની બોલી મુશ્કેલીએ પાંચ મણની થાય, પછી ગુરુની બોલીમાં સો મણથીએ વધી જાય. તેમાં પણ હોંસાતોસીમાં કોઇકને જ આદેશ મળે. એમ ગુરુ આગળ હવે તો દેવને ઉતારી જ પાડે છે. દેવની સામે બેસીને સંઘ આ પ્રમાણે ભગવંતની ઘોર આશાતના કરે એ કેમ દેખી શકાય? એવા પ્રસંગો આવા મતાગ્રહીઓના શિક્ષણને જ આભારી હોય છે. તેથી પૂ. શ્રી આનંદઘનજી મહારાજને જે દુઃખ થયું, તેની સમવેદનાનું પ્રતિબિંબ આ પદ્યકૃતિમાં તેઓશ્રીએ વ્યકત કર્યું છે.

એમને એટલું દુઃખ હજી ન થાત, પણ ભગવાન મહાવીર દેવની પછી હજી માત્ર અઢી હજાર વર્ષ તો થયા નથી, તેટલામાં ૨૧, હજાર વર્ષની અપેક્ષાએ માત્ર બે આની જ નુકસાન થવું જોઇતું હતું. આઠમા હિસ્સામાં આટલું શાસનને નુકસાન પડતા કાળને હિસાબે હજી સહી શકાય તેવું હતું, પરંતુ આ તો પૂર્વોનું જ્ઞાન ગયું. ૪૫ આગમો પણ ભંડારમાં જ માત્ર રહ્યા, મનઃપર્યવ-અવધિજ્ઞાન જેવા જ્ઞાનો પણ ગયાં. એવા તોટાના કાળમાં, વધારે પડતું નુકસાન તો આ મતવાદીઓને જ આભારી છે. કારણ કે ઇતર ધર્મીઓ આક્રમણ કરે ને નુકસાન થાય, તો હજીએ દુઃખ ન થાય! પણ આ તો 'ઘર ફૂટે ઘર જાય' એ ન્યાયે બહારના મિથ્યાત્વીઓએ જે નુકસાન નથી પહોંચાડયું, તેના કરતાં લાખોગુણું પારાવાર નુકસાન "અમે ભગવાન મહાવીર દેવના જ છીએ," એમ કહેનારા આપણાઓએ જ પહોંચાડયું છે, તેનું આ દુઃખ છે. સો વર્ષની કરોડપતિ (ફર્મ) જૂની પેઢી જો ચાર ભાઇઓની અંદર અંદરની ફાટફૂટના પ્રતાપે બેઆબરૂ બને છે, તેમાં બહાર બદનામી થાય, તો તેને માટે જોખમદાર કોણ? જેમ સંસા-

રમાં આવું બને છે, તેમ અહીં પણ ભગવાનના શાસનની શોભા વધારીએ તો આપણે ખાનદાન, ને ઉત્તમકુળના આરાધક. વળી તેમ ન કરતાં એ શાસનની હેલના કરાવીએ, તેને હલકું પાડીએ, તેને બેઆબરૂ કરીએ, ને નુકસાન પહોંચાડીએ, તો આપણે ઉચ્ચ કુળના શાના? આરાધક શાના? એથી જ કર્તાને એ લાગી આવ્યું, કે આજે આ શું ધતિંગ ચાલી રહ્યું છે? શુ કોઇ કોઇને કહેનાર નથી? ગચ્છોના ભેદો પાડયા, ને એ પાપ કરવા છતાં બહાર શાહુકારી બતાવવા લાગ્યા, કે અમારી પાસે ઘણી ઉંડી ઉંડી તત્ત્વોની વિવેચના છે. ગહન તત્ત્વોને અમે સૂક્ષ્મ રીતિએ સમજાવીએ છીએ. એવાઓને શરમ પણ નથી આવતી? જેણે બાપદાદાનું નામ બોળ્યું હોય, તેને બજારમાં જઇને ઉભા રહેતા શરમ લાગવી જોઇએ. જેમ દેવાળું કાઢનાર ગમે તેટલા ઉજળા કપડા પહેરી બજારમાં જાય, ને બીજાના નામે ધંધો કરે, પણ સમજદાર તો એને ધીરવા તૈયાર જ હોતા નથી. તેમ આજે શાસનની કિંમત જે કોઇએ પણ ઘટાડી હોય, તો તે બહારનાઓએ ઘટાડી નથી. પણ આપણા અંદરના ને અંદરનાઓએ જ ઘટાડી છે, એ કબૂલ કરવું જ પડશે. પારસીઓ કે વૈષ્ણવોએ એટલું નુકસાન કયારે ને કયું કર્યું છે? આધ્યાત્મિક દૃષ્ટિથી પણ જો વિચારીએ, તો એજ જણાય છે, કે અભ્યંતર શત્રુઓ જ આપણા ખરા શત્રુઓ છે. એ શત્રુ કાંઇ બહાર રહેતા નથી. હંમેશના સાથીદાર આ શરીરે પણ કેટલાં પાપો કરાવ્યાં? ને આત્માને દુર્ગતિનો મહેમાન બનાવ્યો? તેમ આ મતાગ્રહીઓને અભિમાન રૂપી અંતર શત્રુઓએજ આવી ભયંકર પાપ પ્રવૃત્તિઓ કરવાની પ્રેરણા આપી છે. એ ઘાતીકર્મના માનભેદના જ નાટક અને વિલાસ છે.

નવિનતા તો એ છે, કે જે ગચ્છમાં, પક્ષમાં કે મતમાં રહીને એકાંતે ક્રિયાઓમાં ઉપર કહ્યા મુજબ એ અનુયાયીઓ રહ્યા હોય છે. તેવાઓને પોતાના પક્ષાગ્રહને મમત્વથી પકડી રાખવા માટે બધા વહીવટો વિગેરે જૂદા રાખવા પડે છે. દરેક વ્યવહારો પોતાના ગચ્છના નામે ચલાવવાના હોય છે. જેમકે પોતાના એક પક્ષનું દેખાડવા કોઇ ગુરુની ચરણપાદુકા મંદિરમાં ભગવાનથી થોડે દૂર રાખવામાં આવે છે, ને પછી થોડા વર્ષ બાદ એ મંદિર પોતાના ગચ્છના નામેજ ચલાવે એટલે બીજા ગચ્છના માણસો સાથે વૈમનસ્યભાવ ઉત્પન્ન કરે. એટલું એ સમજી શકતા નથી, કે ભગવાન તો કોઇ પણ ગચ્છના નથી. એ વીતરાગને તો બધાય સમાન છે. પણ એ અજ્ઞાન એને આવા કાવાદાવા કરવાનું શિખવાડે છે. પછી એને અંતરમાં રોષ ને ઉપરની દેખાવ પૂરતી ભક્તિ ભગવાન પર થઇ જાય છે. ભગવાનની પાસે ભક્તિ પાંચ મિનિટ પણ નહીં કરે, આંગી નહીં કરે, ને માળા પણ નહીં ફેરવે. પરંતુ ગુરુપાદુકા પાસે ભક્તિ–પૂજા–આંગી–માળા વિગેરેમાં દોઢ કલાક લગાવે. એને એમજ થયું હોય છે, કે જે છે તે આ મારા ગુરુ જ છે. કેઇ વર્ષો પહેલાં મરી ગયેલા ગુરુ પર વિશ્વાસ થયો, ને તેની પહેલાં વીતરાગ નિર્વાણ પામી ગયેલા, તેનું માન–ને બહુમાન કાંઇપણ કરવા તે તૈયાર હોતો નથી. આવા મતભેદથી છિન્નભિન્ન થએલા સમાજમાં આવી દુર્દશા પ્રવર્તે. પછી કર્તાને દુઃખ કેમ ન થાય? એમાં વળી સ્વાર્થી અને પેટભરા બની ગએલા, પોતાના ગચ્છનું વહીવટી ભંડોળ માનીને, તેમાંથી વેપાર કરવા માંડયો. કોઇ રકમ ડૂબી જાય, કોઇનું નુકસાન થાય, ઘરમાં ખૂટે તો બુદ્ધિ બગડવાથી ખાવામાં કે ઘર ખરચમાં વાપરી ખાય. પછી કોઇને

હિસાબ બતાવે નહીં. એવી રીતે પોતાનો સ્વાર્થ શોધતાં શોધતાં આવા ધરમના કામ હાથમાં લઈને ગોટાળાઓ કર્યા કરે છે. આ કામ તો એક પોતાનું કમાણીનું (કામ) સાધન બનાવી દે. આમ કેટલાક વેદુ કરતા થઇ ગયા, કોઇક તો મઠધારી બની ગયા, ગાદીપતિ પણ બની ગયા, અને છેવટે પોતાની આજીવિકા પણ એ ધર્મસ્થાનથી ચાલવા લાગી. આ બધું સ્વરૂપ શાનું છે? મોહરાજાનું જ આ તોફાન છે. જે ધર્મસ્થાનોમાં પોતાને આપવાનું હોય, ત્યાંથી જ લેવાનું–ખાવાનું મન થયું, ને એ ધર્મસ્થાનને આજીવિકાનું સાધન બનાવી દીધું એમાં પણ એ મતવાદીઓના હઠાગ્રહ અને સ્વાર્થવૃત્તિનું જ મુખ્ય કારણ છે. એવાઓને મોહરાજાએ પોતાના કબજામાં કરી લીધા હોય છે. એ મતવાદીઓ આવા વખતે બહુજ કષાયથી ઉત્તેજિત હોય છે. ગુસ્સો અને અભિમાનનો નશો એમને સતાવી રહ્યો હોય છે. તેથી તેઓ પરમાર્થથી વેગળા જ રહે એમાં નવાઇ જેવું નથી. મોહરાજાએ સામાન્ય મનુષ્યોમાંથી કોઇને કેડ સુધી, તો કોઈને ગરદન સુધી સપડાવ્યા હોય છે. તેથી તેવાઓમાં થોડા કષાય દેખાય છે. પરંતુ આ વેશધારી મતવાદીઓને તો મોહરાજાએ પગથી તે માથા સુધી સકંજામાં લીધા હોય છે. એટલે એમનામાં પ્રજ્વલિત કષાય ચાલતા રેલ્વે એન્જીનની જેમ ધમધમી રહ્યો હોય છે. તેમની આપણે તો કે દયા જ ખાવાની છે. પરંતુ શ્રી સંઘ માટે અને ધર્મ માટે એ વ્યક્તિઓ ભયંકર બની જાય છે. ધરતિને એના પાપે શ્વાસ લેવા મુશ્કેલ બને છે. આ ગચ્છાગ્રહીઓ મોહના સપાટામાં જે ફસાઇ ગયા છે, તે બતાવીને પદકાર અહીં એ સૂચન કરવા માંગે છે. કે એનો દોષ નથી. એના કર્મોનો

દોષ છે. એમાંય મોહરાજાનો જ દોષ છે. મોહરૂપી ડાકુના હાથમાં એ ફસાયા છે, હવે એ પરવશ છે, એટલે આપણે બીજાઓને માર્ગ દર્શન રૂપ સૂચના આપીએ, કે ભલભલા ૧૧–મે ગુણઠાણે ગએલાને પણ પડી જવાનું બને છે. તો એ મોહથી આપણે સચેત રહેવું જોઈએ. ઉંચા સ્થાને આવ્યા બાદ જો પતિત થવું પડે, તો એ પદ લેતાં પહેલાં ખૂબ વિચાર કરવો જોઈએ. કારણ કે એમાં એનું પોતાનું અને સમાજનું બેઉનું પતન નિર્માણ થાય છે. એ કારણથી સમાજને આડકતરી રીતે વાંચક વર્ગને આ કૃતિના કર્તા સૂચવી રહ્યા છે, કે **જો આવા ગચ્છાગ્રહીઓ દૃષ્ટિરાગ શિખવાડે, તો એવી પ્રપંચ જાળમાં ફસાશો નહીં, ને જો ફસાશો તો દુર્લભ માનવજન્મ હારી જશો.** વાંચક વર્ગને આટલું બધું સમજાવ્યા છતાં પણ, જે ગચ્છમાં જનમ્યો, તેજ ગચ્છ–મત કે સંપ્રદાયનો પક્ષકાર બનશે, તો તે દયાને પાત્ર જ બનશે. (૩)

જિનેશ્વરદેવનું કથન અત્યારે ૪૫ આગમ મય છે, એ આપણે સૌ જાણીએ છીએ. એ પંચાંગી આગમ પ્રમાણ અત્યારે આપણને શુદ્ધ માર્ગ દર્શન આપે છે. હવે એ વાણી પ્રભુએ જે કહેલી, તેને સ્યાદ્વાદ અથવા અનેકાંતવાદ મતને નામે આપણે ઓળખીએ છીએ. જેમ કે પર્યાયથી આત્મા અનિત્ય છે, દ્રવ્યથી નિત્ય છે. ચતુર્ગતિમાં ભ્રમણ કરનારો સંસારી આત્મા જન્મે છે ને મરે છે. એથી એ અનિત્ય થયો, ને સિદ્ધ સ્વરૂપની બરાબર આ આત્માની અનંત ચતુષ્ટયી છે. તથા તે અજરામર સ્વરૂપનો છે, તેથી તે નિત્ય થયો એમ સ્યાદ્અસ્તિ–ને સ્યાદ્ નાસ્તિ વાળા ધર્મો જે બતાવે, તે સ્યાદ્વાદમત કહેવાય. તેને અનેકાંતવાદ પણ કહે છે. કારણ કે કોઈ

પણ એકાંતવાદી મતને આપણે માનતા નથી. न एकान्तः अनेकान्तः એમ સર્વે અપેક્ષાઓને ધ્યાનમાં લઇને યથાર્થ સ્વરૂપ વર્ણવવું એનું નામ અનેકાંત મંતવ્ય. પુત્રની અપેક્ષાએ પિતા પણ છે, ને પિતાની અપેક્ષાએ પુત્ર પણ છે. ગમનલાલનો પુત્ર ચમનલાલ ને તેનો પુત્ર રમણલાલ. તો ચમનલાલ પિતા છે એમાં કોણ ના કહેશે? અહીં એકાંતવાદી ગૂંચવાઇ જાય છે, કે ચમનલાલ બેટો ને બાપ બે કેમ બને? એમ ૧–૧॥ અને ૨ ઇંચની લીટીઓમાં બે ઇંચની અપેક્ષાએ ૧॥ ઇંચની લીટી નાની છે, ને ૧ ઇંચની અપેક્ષાએ મોટી પણ છે. તો નાના મોટાપણાના ધર્મો એકમાં સમાવિષ્ટ થઇ શકે છે. એવી અપેક્ષાઓથી ભરેલા અનેકાંતમતની વાણી સાત નયોથી વિચારવાની છે. સાતમાંય મુખ્ય બે નય છે. એક નિશ્ચય નય ને બીજો વ્યવહાર નય, આ નયોથી કોઈ વાતનો નિર્ણય કરવો હોય, તો એક બીજાથી ઉલટો જ આવે. જેમકે નિશ્ચય નય કહે છે કે આત્મા કદી મરતો નથી. ત્યારે વ્યવહાર નય એમ કહે છે, કે ઘરમાંથી એક ભાઇ ઓછો થાય છે એ મરણ જ થયું. આ આપેક્ષિક વચનોની સંગતિ મેળવવી જોઇએ, કે દ્રવ્યથી આત્મા મરતો જ નથી એ પણ સાચું છે, ને પર્યાયથી મરે છે એ પણ ખોટું નથી. આમ અપેક્ષાવાદને માનવો એ સાચો સ્યાદ્વાદ મત છે. અપેક્ષાઓ જે માનતા નથી, એ મિથ્યાવાદી છે, ને તેને એકાંતવાદી કહેવામાં આવે છે. એક ચીજને માને, બીજી વાતમાં પાછો હઠે, ને અપેક્ષાઓના ઉંડા રહસ્યોને ઓળખી કે સમજી શકે નહીં. એટલે આ ગાથામાં "નિરપેક્ષ વ્યવહાર" અને "સાપેક્ષ વ્યવહાર"ની વાતો બતાવી છે. એ રીતે કર્તાએ અહીં હોંશિયારીથી નિશ્ચય નયની વાતને છેડયા

વિના નિરપેક્ષ વ્યવહારના નામથી એ વાત જણાવી છે.

હવે આપણે સાપેક્ષ વ્યવહાર અને નિરપેક્ષ વ્યવહારને તપાસીએ. પોતાને દોષ લાગ્યો છે કે નહીં, તેમાં નિશ્ચય નયનું આલંબન લેવું જોઇએ, ત્યારે બીજાને દોષ લાગ્યો એમ આપણે જોઇએ, તો પણ એ દોષ નિશ્ચયથી એને લાગ્યો જ છે એમ આપણે કહેવું જોઈએ નહીં. પણ વ્યવહાર નયથી એ દોષને દેખવા જોઇએ. જેમ વ્યવહારથી આપણે કહીએ છીએ, કે અમદાવાદથી તીર્થાધિરાજની જાત્રાએ જતા પિતાજીને વળાવીને પુત્ર ઘેર આવે ને કહે, કે પિતાજી પાલીતાણે ગયા. ટિકિટ પણ પાલીતાણાની જ લીધી હતી. જો કે તે પાલીતાણા તો હજી પહોંચ્યા નથી. છતાં અપેક્ષાથી વ્યવહાર નય કહે છે, કે "ગયા" એ સાચું છે. એને સાપેક્ષ વ્યવહાર નય કહેવાય છે. એથી અપેક્ષાઓનું અવલંબન જે ન માને એ નિરપેક્ષ વ્યવહારી કહેવાય. નિશ્ચય નય તો એમ જ કહે છે, કે અમે "ગયા" માનતા નથી. ત્યાં જાય, ઉપર દાદાની જાત્રા કરે, મુખારવિંદના સાક્ષાત્ દર્શન કરે, ત્યારે જ અમે એમ માનીએ કે જાત્રા કરી. એ હિસાબે એવી અપેક્ષાઓને નિશ્ચય નય જોવા બેસનાર જ નથી. માત્ર વ્યવહારથી જ જોશે. એટલે એમ કહ્યું કે અપેક્ષા જોવા તૈયાર ન હોય તેવા એકાંતવાદીનો મત જ તદ્દન જૂઠો છે. અને સાપેક્ષ એવા વીતરાગ વચનને જે સ્વીકારે છે, એજ સાચો વ્યવહાર માર્ગ છે. અહીં સમજવાનું એ છે, કે વીતરાગ ભગવંતોએ વાણી ને જેમ નિશ્ચય વ્યવહાર તથા ઉભયાત્મક બતાવ્યા, તેમ એજ પ્રભુએ ઉત્સર્ગ અને અપવાદ પણ બતાવ્યા છે. ઉત્સર્ગ માર્ગ ચાલુ વ્યવહારમાં દેખાય છે. અપવાદ માર્ગનું તો ક્વચિત્ કારણ સંજોગે સંકટ

કાલીન પરિસ્થિતિ ઉભી થાય ત્યારે, ગીતાર્થ આલંબન લે છે. એટલે એ અપવાદ ઉત્સર્ગથી વિરુદ્ધ જ હોય. તો એ ગીતાર્થ સમય પર અપવાદને અવલંબે, તો પણ ભગવાનની આજ્ઞાના તે પૂરા પાલક જ છે. વળી સાધુ મહારાજોને ઉંચુ ચારિત્ર પાલન કરવું જોઇએ એમ ભગવાને ઉપદેશ દીધો. પરંતુ આ કાળમાં "બકુશ કુશીલ" ચારિત્ર બહુધા મળશે, એમ પણ પ્રભુએ જ કહ્યું છે. તો એને શિથિલાચાર માનીને નિશ્ચય નય કહેશે કે "એને અમે સાધુ માનશું નહીં" ત્યારે સાપેક્ષ વ્યવહાર માર્ગ એ કહે છે, કે બકુશ કુશીલ પણ ચારિત્ર હોય તે પણ માન્ય રાખવું. કારણ કે તે ભગવાનેજ કહ્યું છે એમાં સાપેક્ષ વ્યવહારથી એની ચતુર્વિધ સંઘ રૂપ શાસનમાં ગણત્રી થઇ જ ગણાય. એને જો ન માને, તો ભગવાનની આજ્ઞાનો લોપક જ માનવો જોઇએ. એવા એકાંતમતીઓ કે જેઓ 'નિરપેક્ષ વ્યવહાર" ને અપનાવે છે, તેવાઓનો તો ચતુર્ગતિ સંસાર વધતો જ જાય છે પણ ઘટતો નથી. આ કારણથી આરાધક આત્માઓને પૂજ્યશ્રીએ ચેતવ્યા કહેવાય, કે 'સાપેક્ષ વ્યવહાર' ના ભગવાનના ઉત્તમ માર્ગને કદી છોડશો નહીં.

દુનિયાના વ્યવહારોમાં પણ અપેક્ષાઓ તો હંમેશા જોવી જ પડે છે. જેમ કે ભગવાનને કહીએ છીએ કે "પૂજાનું ફળ મને આપો" એ ફળમાં પણ શું આપે ? શું ભગવાન તમને કેરી, નારિયળ કે સંતરાના ફળ ખાવા માટે લાવી આપે ? એમ માંગો છો ? નહીં. પૂજાનું અંતિમ ફળ મોક્ષ છે. તેની માંગણી કરી છે. એનું નામ અપેક્ષાવાદ છે. એના વિના સંસારમાં પત્ર ચાલતું નથી. તો જિનવચનમાં કયાંથી ઘડી પણ ચાલી શકે ? અપેક્ષાઓને માન આપવા જે તૈયાર નથી, એ દુનિયા

માંથી પણ બાતલ સમજવો. જેમ શાસ્ત્રીય વાતમાં એમ કહેવાય છે, કે સિદ્ધાત્મા અને મારા આત્મામાં કાંઇ અંતર નથી, માત્ર કર્મોનો વચ્ચે પડદો છે. તે દૂર થઇ જાય તો બેઉ સમાન છે, તેમ કોઇ મુનિરાજની ભાવના ઉંચી હોય, પણ સહનશીલતા એટલી હદે ન પહોંચી હોય, અને દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવના સંયોગો એવા જ આવી પડે, કે જેથી એને અમુક અપવાદનું આલંબન લેવું પડે તેવા ગીતાર્થને જોઇને કોઇ એકાંતવાદી માત્ર ઉત્સર્ગનેજ માન આપીને એમ કહે કે "શું સાધુ આવા હોતા હશે? આ શું?" એ જિન કથિત માર્ગના સાપેક્ષ વ્યવહારને જાણતો હોત, તો આવી રીતે કેવળ ઉત્સર્ગમાર્ગને જ પકડી રાખે નહીં. એમ અપવાદ વ્યવહારને પણ બતાવનાર એજ ભગવાન છે. તે ભગવાનનું અપમાન ને અનાદર કરનાર તે બને છે, તેથી તે એકાંતવાદી થયો, અને તેને માત્ર સંસાર વધારવાનું જ ફળ મળે, એમાં આશ્ચર્ય નથી. કારણ કે તે વીતરાગ વચનનો વિરાધક થયો. જે જે ગચ્છાગ્રહીઓ મમત્વને છોડતા નથી, તેઓ મુખેથી અપેક્ષાઓપૂર્વકના ઉદ્‌ગાર કદીપણ કાઢી શકતા નથી. કારણ કે તેઓ ભગવાનની અપેક્ષાઓથી અજ્ઞાત છે. તેથી તેઓ નિરપેક્ષ વ્યવહારથી પોતાનું ગાડું ચલાવે રાખે છે. એથી સાપેક્ષતા એના મતમાં હોવી સંભવતી નથી. તે કારણથી અહીં કહ્યું કે તે ગમે તેવી ક્રિયા કરતો હોય, છતાં તેનું ફળ તો સંસાર વૃદ્ધિનું જ થવાનું. આવા મતવાળાનો નિરપેક્ષિત વચન વ્યવહાર જૂઠો ગણાય છે. નકલી ને ગિલિટ કરેલો દાગીનો જેમ વધારે ચમકદાર હોય પણ તે ૪ દિવસ પૂરતો જ. પાંચમે દિવસે ઝાંખો ને કાળો પડી જાય છે. તેમ આવા મતાગ્રહીઓની પૂંઠે જનારાઓ મૂર્ખ હોવાથી એ પ્રપંચ

લીલાને જાણી શકતા નથી. એમનો મોહવિલાસ નવ્ય મત દ્વારા આવું પાખંડ પ્રવર્તાવે છે, તેને પક્ષાંધ અનુયાયીઓ જોઇ શકતા નથી. ત્યારબાદ પણ જ્યારે ખબર પડે, પોલ ખુલ્લી થઇ જાય, ને સમજાય કે 'મારા ગુરુઓ મને ઉન્માર્ગે ઘસડી જાય છે,' તેમ છતાં કહે છે, કે અમને પૂંછડું પકડાવ્યું. હવે આ છોડીએ તો અમને ઉભું કોણ રાખે ? એ માન પણ મોહરાજાનો વિલાસ અને તાંડવ નૃત્ય જ છે ને ? આજે પણ, એવાં ઘણાં દેખાય છે, કે જેઓ દૃષ્ટિરાગનું વિષ ભક્તવર્ગમાં રેડતાં હોય છે, કે "ભગવાનના નહીં શાસનના નહીં, પણ અમારા રાગી થાઓ...." વળી તેઓ એવું પાખંડ ચલાવે છે, કે મુખેથી મહાત્યાગીના ફિરસ્તા પોતે હોય તેવી વાતો કરે છે, ને પછી બીજા તેમનામાં એવાં દૂષણો ભરેલા દેખાય છે, કે તે દેખીને જનતાને શાસન પ્રત્યે તિરસ્કાર થાય છે. એવી ભેદી વ્યક્તિઓથી શાસન આજે ખૂબ ઘવાએલું છે. એવો એક ઘા રૂઝાતો નથી, તેટલામાં તો બીજા ૨-૪ ઘા બીજા નિરપેક્ષ વ્યવહારીઓ તરફથી પ્રહારાત્મક થાય છે. કોઇ પૂછે કે વારંવાર શાસન પર હુલ્લા આવા કેમ થાય છે ? તો તેથી તુરત જ જવાબ મળે છે, કે આજે આ પંચમ કાલના પ્રવાહમાં મોહરાજાના આવા વિલાસ ન થાય તો ક્યારે થાય ? એના માટે તો મહાપંડિત મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે પણ બળતે હૃદયે એકરાર કરતાં શ્રી સીમંધર પ્રભુજીની સ્તવનામાં એજ કલ્પાંત કર્યો છે, કે હે ભગવાન આ બધાએ આજે શું માંડ્યું છે ? "ધૂમ ધામે ધમાધમ ચલી...." કહીને એ નિરપેક્ષ વ્યવહારના સ્થાપકોએ સમાજને જ્ઞાનમાર્ગથી દૂર કરી દીધો છે. એ ધૂમધામ સંસાર વધારે તેમાં નવાઇ શી ? માટે જ કહી શકાય, કે જેને ગચ્છનો કે

મતનો આગ્રહ ન હોય, એવા આત્મજ્ઞાની જ સાપેક્ષ અનેકાંતમય ભાષા બોલી શકે છે, ને તેજ સંસારનો પાર પામી શકે !

આવું સિધ્ધાંતમાંથી જ્ઞાની પુરુષો પાસે વારંવાર સાંભળવા છતાં હે મહાનુભાવો ! તમે 'નિરપેક્ષ વચનવાળો વ્યવહાર' શા માટે આદરો છો, અથવા એવા દુર્ગમ ને કાંટાળે રસ્તે શા માટે પ્રવર્તન કરો છો ? તેથી તો સંસારની વૃધ્ધિ થશે, એવા મિથ્યા મતોના ફંદોમાં ફસાઇને, તેને સ્વીકાર કરીને શું ખૂશ થાઓ છો ? કેટલાક મિથ્યામતિઓ ખૂબ નશામાં ચડે છે, ત્યારે એના મિથ્યાત્વનો ખૂબ જોરશોરથી પ્રચાર કરે છે, ને ખૂશી થઇ નાચે છે. તેથી અહીં કહ્યું કે "કાંઇ રાચો ?" શા માટે ખૂશી થાઓ છો? એવો આ ગાથાનો ભાવાર્થ છે. (૪)

એકાંતે ક્રિયાનો પક્ષ લેનારા ક્રિયાવાદીઓ અથવા પેલા નિરપેક્ષ વ્યવહારથી ક્રિયાઓ કરાવનારા હઠાગ્રહીઓ, જ્યાં સ્વમતની ખેંચપકડથી જીદ્દી બની ગયા હોય છે, ત્યાં સાચા દેવ ગુરુ અને ધર્મની ઓળખાણ કેવી રીતે સંભવે ? ગુરુ તો એકાંતવાદી ઉન્માર્ગગામી મળ્યા, હવે કુગુરુ સુધર્મની વાતો કરવાના તો છે જ નહિં. વળી સુદેવના દેવત્વને પણ ઢાંકી દેવા પ્રયત્ન કરે જ. કારણ કે દેવ કરતાં પોતાની માન-પૂજા-ખ્યાતિ વિશેષતર કરાવવા તેમની ગળાડૂબ ઇચ્છા પ્રવર્તે છે, પછી એની પાસે શુદ્ધ દેવ ગુરુને ધર્મની આશા રાખવી જ વ્યર્થ છે. બહારથી એ મતભેદીઓ ભલે વીતરાગના ઉપાસક કહેવડાવતા હોય, છતાં એમનામાં મિથ્યાત્વ ખૂબ ભરેલું હોય છે. તેથી એ વિશુદ્ધ તત્ત્વત્રયીની ઓળખાણ એમને ત્યાં કે એમના મતમાં જ્યાં સુધી રહે, ત્યાં સુધી થતી જ નથી. તો પછી શ્રદ્ધાનું અવધારણ તો કેમ જ થઇ શકે ? જ્યારે કોઇ પણ ચર્ચા કે વાતનો એક પક્ષ

બંધાઈ જાય છે, ત્યારે પોતાના પક્ષને મજબૂત કરવા, આવેશમાં અને પૂર્વગ્રહ પૂર્વકની હઠની પરિપુષ્ટિમાં વચન બોલવા પડે જ છે. આવા પક્ષાગ્રહીઓ પોતાના પક્ષથી તથા પક્ષના અનુયાયીઓથી સપડાએલા ને ગ્રહણ કરાએલા હોવાથી સાચું ને સ્વપર માટે હિતકર બોલી શકતા જ નથી. એટલે પોતે જન્મથી જે પક્ષમાં આવે, અથવા જે પક્ષમાં પોતાના બાપ–દાદા રહેલા હોય, તે પક્ષની પરંપરામાં દેવ ગુરુને ધર્મનું સ્વરૂપ જેવું હોય અથવા જેવું માનવામાં ચાલ્યું આવતું હોય, તેવું જ તે બોલે છે, ને બોલવા લાગે છે. સ્વમતિનો કાંઇ પણ વિચાર તે કદી કરતો જ નથી. વળી પોતાના મતને અનુસરનાર ન હોય, તેવાઓ ઉપર છાજતા ને અણછાજતા આક્ષેપો પણ કરે છે. આવા પક્ષપાતીઓને ખરા દેવ–ગુરુ કે ધર્મને ઓળખવાની તક જ ક્યારે મળે? એ તો પોતાની ઉપર જણાવેલી ખટપટોમાં જ વ્યગ્ર હોય છે. એટલે સાચું શોધવા કે સાચાનો પરિચય કરવાની એને ફુરસદ જ મળતી નથી. એ એનું મોટું દુર્ભાગ્ય જ છે ને? કોઇ સાધુ મુનિરાજ ઘરમાં વહોરવા પધારે ત્યારે ૮ વર્ષનું બાળક તેની બાને પૂછે છે કે બા! આ કોના, આપણા મહારાજ છે? એને એની બા એ વખતે શિખવાડશે કે, ના આતો પારકા છે. આ આપણા નહીં. એમ આ આપણા નહીં, ને પેલાં આપણા એમ જે ભેદભાવ નાની ઉંમરથી મા બાપ જ બાળકોને વારસા રૂપ શિખવાડે છે, તેજ મુખ્યત્વે અસહ્ય બની જાય છે. આવા મિથ્યામતિ માતા પિતા સ્વ સંતાનોમાં ઝેર નહીં તો શું રેડી રહ્યા છે? એ સાબાપોને પણ શિખવાડનાર એનો ગુરુવર્ગ છે. એટલે આગળ ચાલનાર અને પૂંઠે ચાલનાર બેઉ સ્વહિતની ચિંતા માટે એક ઘડી પણ થોભનાર નથી. સમજો કે ભવસમુદ્રમાં

ડૂબતાં ડૂબતાં, એક નાવડી હાથ લાગી, પણ તે કાણી નિકળી એ નાવડી કયાં સુધી લઇ જઇ શકવાની હતી? આ તો એવું થયું છે, કે ખ્રિસ્તી ને ત્યાં, મુસલમાન ને ત્યાં, કે પારસીને ત્યાં, જન્મેલો એના ઘરનો જ ધર્મ જેમ માનવા લાગે, તેમ પિતા જે ગચ્છમાં હોય તેજ ગચ્છનો આગ્રહ તેનો પુત્ર રાખે, તો પછી એ ધર્મ કાંઇ નવી કમાઇનો એને લાગતો નથી. તેથી તેને બીજા પર શ્રદ્ધા બેસતી નથી. એનો અર્થ એ થયો, કે શુદ્ધ તત્ત્વત્રયી જે કુળમાં હોય ત્યાં એ ફરીથી જન્મ લે, તો જ એ સન્માર્ગે સ્થિર થાય એનો અર્થ શો?

વળી જો કોઇ ઉત્તમ આત્મા પર બહાર ફરતાં ફરતાં આ પદ્ય કર્તા જેવા મહાત્યાગીની છાયા ક્વચિત્ પડી હોય, તો ઘર આવતાં, ઘરમાં સમકિતને ટકાવવું કેમ? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કેમકે આ મતાગ્રહીઓ શુદ્ધ મતને ઘરમાં ભેળવવા માંગતા જ નથી. તેથી કહ્યું છે, કે આણેલી શ્રદ્ધા પણ કેમ રહેશે–ટકશે? અહીંના પક્ષપાતી વાતાવરણ વચ્ચે એ શુદ્ધ શ્રદ્ધા ને કોઇ પુણ્યશાળી આત્માજ સાચવી અથવા ટકાવી શકશે. દા. ત. આ વાંચનાર વાંચકગણ પણ જો એમ માનશે, કે આ મારા ગચ્છ કરતાં બીજા મત માટે લાગુ પડે છે. તો તે ખૂબ ખૂશી થશે, કે એ બધા આવા હઠાગ્રહીઓજ છે, તેઓ-થીજ શાસનને નુકશાન થયું છે. પરંતુ જો એમ લાગશે, કે આ બધું મારા પક્ષને, મારા માનેલા ગુરુઓને, મારા બાપ–દાદા કે જેને શ્રદ્ધાથી, દેવથી પણ અધિક માનતા આવ્યા છે, તેને લાગુ પડે છે તો એને ગુસ્સો એટલો બધો આવશે, કે એનું ધર્મઝનૂન કઇ હદે લઇ જાય તે કહી શકાય નહીં એનુંજ નામ ઝેર છે. એનુંજ નામ મિથ્યાત્વ છે. એનોજ અહીં વિરોધ

થઇ રહ્યો છે. આવું ઝેર પીપીને પુષ્ટ થએલાઓને અહીં ચેતવણી આપવામાં આવેલ છે, કે તમે જે જે ક્રિયા કરો છો તે તમારી બધીય ફોક જનાર છે. ધૂળ પર કે રાખ પર લીંપણ કરો ને જેમ મહેનત તમારી નકામી જાય, તેમ તમારી દશા થશે. કારણ કે તમને મોહ થયો છે, પણ તમને સાચા દેવ-ગુરુ ધર્મનો ખપ નથી. એમના પાશે પડયા બાદ એમના ફંદામાં ફસાયા. વળી મોહરાજાએ પણ સારો મોકો દેખીને તમને એના પંજામાં લીધા છે. હવે તમે કયાં ધર્મરાજાનું સાંભળવાના છો ? હવે તો તમને ધર્મરાજાનું વેણ કડવું લાગશે, ને આ છારપર લીંપણું કરવા જેવી ધર્મના નામે મિથ્યા ક્રિયા કરાવનારા સારા લાગશે.

ઝેર બીજાનો નાશ કરે છે. પણ એજ ઝેર સર્પની દાઢમાં હોય છે, ત્યારે એ સર્પને એ કાંઇ કરતું ય નથી. એ તો એનું ઉત્પાદન સ્થાન છે. તેમ **આ મતાગ્રહીઓના અનુયાયી બનીને ઝેરના ઉત્પાદન કાર્યમાં સહયોગી બનવાનું એ કારખાનું બની જાય છે. ત્યાં વિદ્વાનોનો વાસ નથી,** મોહનીય કર્મનો નશો જયાં ખૂબ ચડે અને પક્ષાપક્ષીના ઝગડા થાય ને તે કોર્ટે પણ જાય, ત્યારે એને એક શરાબીની દુકાન જ કહી શકાય. આવું આ જમાનામાં કેવી રીતે ચાલી શકે છે એજ સમજવું મુશ્કેલ બની જાય છે. એથી એ સાર લેવાનો છે, કે **સમજદાર આત્માઓએ આવું પક્ષપાતી વલણ અંગીકાર કરવું જ ન જોઇએ.** આવા પક્ષપાતોને તિલાંજલિ આપવી જોઇએ. આવા દૂષણોને આપણી સમક્ષ આ ઉપકારી મહાપુરુષ આ સ્તવનના બહાને જે ધરી રહ્યા છે, તે દૂષણો વાંચ્યા કે ભણ્યા બાદ આપણામાં રહેવા જ ન જોઇએ,

અને આપણામાં પણ એ દષ્ટિરાગનું ઝેર જો રહી જાય, તો સમજવું કે આ મહાપુરુષની ભવિષ્યવાણી સાચી પડી, અને એ એક મહાન ભવિષ્યવેત્તા હતા, એમ કહેવાશે.

આ જે અહીં કહેવામાં આવ્યું છે, તે માત્ર કોઇ ઉત્તમ આત્મા આવી જાળમાં ન ફસાય એટલા માટે જ છે. કારણ કે ભવિતવ્યતાના યોગે જ આવું બનનાર છે, એ તો બનવાનું જ છે, એ પદ્યકાર પોતે પણ જાણતા હતા. પરંતુ જેટલા કબુતર જાળમાં ન ફસાય તેટલા સારા. એ જીવદયાનું ચિંતન તો હિતકારી જ છે "જો જો બચજો" એમ બીજા સારા સજ્જનોને ચેતવવા એતો ઉપકારીનું કામ છે. એ ન્યાયે આ હિત બુદ્ધિથી અહીં સમજાવવામાં આવ્યું. કારણકે આટલી મહેનત કરી ધર્મક્રિયાઓનું કષ્ટ ઉઠાવે, ને પાછળથી ખબર પડે કે આ બધી મહેનત નિષ્ફળ ને નકામી ગઇ, તો તે તુરત કહે કે અમને પહેલાં કહેવું હતું ને? એનો અર્થ બીજો એ પણ નિકળે છે, કે પ્રત્યેક માનવે શુદ્ધ તત્ત્વત્રયીની શોધ કરવી જ જોઇએ. જેમ તેમ કે વિના પૂછે, કે વિના તપાસ કરે જે તે ધર્મ કરવા બેસી જવું એનો અર્થ શો? જે કરો તે સમજી વિચારીને કરો. સુદેવ, સુગુરુ ને સુધર્મ જો પરમ વિશુદ્ધાવસ્થાના મળશે, તો તો તમારું કામ થઇ જશે. પછી તમને તમારી ક્રિયામાં વિશ્વાસ થશે. તમારા આત્મામાં વિશ્વાસ જામશે, તથા એના બતાવનાર વીતરાગ પર પણ શ્રદ્ધા જામશે, બાકી તો શુદ્ધ શ્રદ્ધા વિનાની કરેલી ક્રિયાઓ કરો ને ન કરો એ સરખી જ છે. કારણ કે જે તપ તથા સંયમથી નિર્જરા કરવા દ્વારા નિકટ આવવાનું હતું તેજ તપ ને સંયમ શુભાશુભકર્મોનો બંધ કરાવનાર થયા,

તેથી હઠાગ્રહી મડાગાંઠ હોવાથી સંસાર ઘટવાને બદલે ઉલટો વધ્યો. તે હેતુથી અહીં સમકિત નહીં હોવાથી, ને એ હઠાગ્રહીઓની પૂંઠે પૂંઠે જવાથી જે જે ક્રિયા કરી, તે બધીય છાર પર લીંપણ અથવા મેલી ગંદી ભીંત પરના ચિત્રણ જેવું જ થયું જાણવું. એવી ફોગટ મહેનત છોડી દઇ, જ્યાં સમકિત હોય, જ્યાં નિષ્પક્ષતા હોય, જ્યાં શુધ્ધ તત્ત્વત્રયી હોય, ત્યાં જાઓ ને નિર્મળ આરાધના કરી કલ્યાણ કામના સફળ કરો. એવો ભક્તોને આગ્રહ અને સલાહ છે. એવું આડકતરૂં સૂચન પણ અહીં ઉત્તમ આત્માઓને મળી રહે છે. (૫)

ભગવંતે પાપબંધના ૧૮ સ્થાનકો બતાવ્યા છે. એ ૧૮ પાપસ્થાનકમાં કોઇ પણ ઠેકાણે ઉત્સૂત્ર બોલવાનું આવું મોટું પાપ છે, તે કેમ નહીં ગણાવ્યું હોય? એમ આ સ્થળે વિચારક આત્માને સહેજે શંકા થયા વિના રહેશે નહીં. પહેલે પાપસ્થાનકે પ્રાણાતિપાતથી માંડી ૧૮ મે મિથ્યાત્વ શલ્ય સુધી આ નામનું કોઇ પાપ નથી, એ વાત સાચી, પણ એમ સમજવું જોઇએ કે આચરણાઓનાં એ પાપો ક્રમસર બતાવ્યા તેમાં આ નામ જરૂર નથી. પરંતુ જ્યારે મિથ્યાત્વ મોહનીય કર્મનો ઘોર પાપોદય જાગે છે, ત્યારે આવું વીતરાગ વચનથી વિપરીત બોલવાનું બને છે. જેમ પેલા નિશ્ચય નયવાળા એકાંતવાદીઓએ નિરપેક્ષ વ્યવહાર ચલાવ્યો, ને જે ઉચ્ચાર કર્યા તે બધા ઉત્સૂત્ર નહીં તો કયા છે? સાપેક્ષ વ્યવહાર ત્યારે કયો છે? જિનભાષિત સૂત્રોમાં સાપેક્ષ વ્યવહારમાર્ગ જે બતાવ્યો છે, તે પણ નિશ્ચય નયને અમાન્ય કરીને નહીં. પરંતુ નિશ્ચયને પણ માન્ય રાખી વ્યવહારની અપેક્ષાઓને પણ માન્ય રાખી, એ જ સ્યાદ્વાદનું રહસ્ય છે. **સ્યાદ્વાદ** એ જિનવાણી છે. એટલે મિથ્યા-

ત્વના હૃદયમાં જિન વચન વિરુદ્ધ જે અપલાપ કર્યો, એ ૧૮ મા પાપસ્થાનકમાંજ આવી ગયો સમજવો. અહીં તો આ કથન જે કહેલું છે, તે તો એ મતવાદીઓને આશ્રીને જણાવાએલ છે, તે પણ ઉત્સૂત્ર વદે છે, ને તેના અનુયાયીઓ પાછળ પાછળ ચાલનારા સ્વયં ઢળુના ઢ હોય, છતાં ડખડખ કર્યા કરે છે, ને ફોગટના કર્મો બાંધે છે, તેની બહુ દયા આવે છે. એવાઓ કાંઇ જાણતા હોતા નથી, શાસ્ત્રોને, શાસ્ત્રોની અપેક્ષાઓને બારિકાઇથી સમજવાની તેમનામાં શકિત નથી. તેઓ આવા મતોની કે તેના સ્થાપકોની વાહવાહ ગાવા શા માટે બેસતા હશે? ને ખાલી દુર્ગતિ જવાનું પસંદ કેમ કરતાં હશે, એજ સમજાતું નથી.

આ એક એવું ઉંચું તત્ત્વ છે, કે તે બહુ વિચારણા માંગે છે. તેને વિચારણા કર્યા પછીજ સમજી શકાય તેમ છે. આ સાદી કડીઓમાંથી આપણને કર્તા અહીં ઘણું જ તત્ત્વ શિખવાડી જાય છે, એજ આ કૃતિની ખરી ખૂબી છે. આવી રચનાં આજે કોઇ બનાવી શકતું હોય તેમ લાગતું નથી. આનું નામ છે. વિદ્વત્તા! આજે પંડિતો–પ્રકાંડો ઘણાં કહેવડાવે છે, પણ આવી સાદી ને સરળ કડીઓના અર્થની સંગતિ બેસાડતાં પણ તેઓને આવડતું નથી. **સાપેક્ષ વ્યવહાર એક મહાન આગમની વસ્તુ છે.** કેટલાંય આગમોનું સંદોહન અને મનન મંથન થાય, ત્યારે આ સાપેક્ષ વ્યવહાર સમજી શકાય તેવો છે. જેમ કહેવાય છે, કે સામાન્ય કેવળી કોઇવાર ગૃહસ્થીને ત્યાં ગોચરી લેવા નિકળે, ત્યારે કેવળજ્ઞાનથી એ બધી જ વસ્તુ ૪૨ દોષવાળી દેખે, તો પણ બીજા સામાન્ય ગીતાર્થ શ્રુતધર સાધુ ગોચરી

જતા હોય, ને એ શ્રુતજ્ઞાનીની દૃષ્ટિથી ૪૨ દોષરહિત ગોચરીની જેમ ગવેષણા થવી શકય હોય, તેજ પ્રમાણે કેવળી બાહ્ય વ્યવહારને માન આપી, શ્રુત વ્યવહાર પ્રમાણભૂત છે, એમ કરી પોતાની દૃષ્ટિથી દોષિત હોય તો પણ ગ્રહણ કરે. આવી વિવેક બુદ્ધિથી સ્થિરતાપૂર્વક વિચારીને જે કદમ ઉઠાવાય તે સૂત્રને માન આપનારો આત્મા કહેવાય.

આટલા કથન બાદ થોડોક બીજો સાર વિશેષરુપે અહીં કર્તા બતાવવા માંગે છે, કે ત્રાજવામાં બધા તોલાતા માલનો ઉપરના કાંટા પર જ જેમ આધાર હોય છે, તેમ આખી જિંદગીની આચરણાઓ અને ક્રિયા વિધિઓમાં મુખ્ય આધાર માત્ર આગમાનુસારીપણા પર જ છે. જેમ ખાધા પીધા બાદ પણ એનીમીઆ રોગને કારણે ખાધાનું લોહી થવાને બદલે પાણી થઇ જાય તો શું કામનું? તેમ ક્રિયાઓ કરીને સદ્ગતિની સાધના થવાને બદલે દુર્ગતિમાં જવાય તેનો અર્થ શું ? ને તેમાં પણ ક્રિયાઓ કરવા છતાં આગમ વિહિત અનુષ્ઠાન ન હોવાના જ માત્ર કારણે અને તે શાસ્ત્રોથી વિપરીત હોવાથી સાધના ઉલ્ટી બની જાય છે. જેમ જાપ કરનાર કરે છે, ને પૂરી વિધિ નહીં જાણવાને કારણે, દેવ પ્રસન્ન થવાને બદલે વિપરીત થઇ જાય ને ગાંડા બનાવે કે બીજું શું નું શું નુકસાન પહોંચાડે, તો તેવું શા માટે કરવું? એવું કામ કે એવી ક્રિયા કરવી જોઇએ, કે ફળ સ્વરૂપ ધ્યેયથી નિરાશ થવાનો પ્રસંગ ન આવે. આખું વર્ષ મહેનત કરે ને મેટ્રિકમાં નાપાસ થાય, તો મહેનતુ ને આબરૂદાર યુવકને કેવું દુઃખ થાય છે? તેમ આ ક્રિયાઓ છાર પર લીંપણ જેવી કોટિની બની જાય છે, તેનું તમને કેમ દુઃખ થતું નથી? એમ કર્તા પૂછે છે. તેવા નુકસાનમાં આપણે ન આવીએ તે

માટે કર્તા અહીં માર્ગદર્શન આપે છે, કે "બધું સિદ્ધાંત અનુસાર થશે તો જ તરશો" એ ધ્યાનમાં રાખજો.

આ કૃતિમાં કૃતિકાર આડકતરી સૂચના એ પણ એક આપે છે, કે ૪૫ આગમો તમને કેમ ગમતાં નથી ? આવાં આગમોનો ખજાનો બીજે કયાંય નથી. બીજા મતોમાં જાઓ અને જૂઓ. આવાં પવિત્ર જ્ઞાનના ભંડારસમા સૂત્રો તમને કયાં મળશે ? તમારા પોતામા ઘરમાં જ આવા તટસ્થ અને પ્રતિજીવોપકારી આગમો છે, તે તમને ગમતા નથી, તો તમને શું ગમશે ? અહીં "સૂત્ર અનુસાર" જે શબ્દ કહ્યો છે, તે પંચાંગી સહિતના ૪૫ આગમ ગ્રંથો છે. આ શાસનમાં અત્યારે અવલંબન લેવા લાયક ૪૫ આગમ રત્નો જ છે. એને માન નહીં આપનારા, એને અવગણનારા, તથા એની અવહેલના કરનારાઓ ખરેખર માર્ગ ભૂલી રહ્યા છે. એમ અહીં સૂચવવામાં આવ્યું છે. આ એક બહુ જ મોટી ભૂલ થઇ રહી છે. કોઇક વાર એક નાની પણ ભયાનક ભૂલનું પરિણામ બહુ જ બુરું આવે છે. માટે આવી દુર્બુદ્ધિ તમને કયાંથી જાગી ? આ આગમસૂત્રો સિવાય ભગવાનની સ્વમુખે કહેલી વાણી બીજે કયાં છે ? બતાવો તો ખરા ? આવા કલ્યાણકર, સન્માર્ગદર્શક, ને પવિત્ર આગમો લોપવાનું પાપીલું મન કયાંથી થયું ? એના જેવું ઘોર પાપ કયું ? એટલું જ વિચાર કરો કે કોર્ટો, હાઇકોર્ટોમાં જજો ગમે તેટલા વિદ્વાન અને મોટા પગાર લેનારા હોય, છતાં એની પાસે "ઇંડિયન પીનલ કોડ" જો ન હોય, કે એને હાથમાં લેવાની એને મનાઇ કરવામાં આવે, તો એ કરશે શું ? મહાન હાઇકોર્ટો અને સુપ્રીમ કોર્ટોને એના વિના આધાર નથી. તો તેમ જૈન કહેવડાવવું હોય, જૈન કુળમાં જન્મ્યા હો, જિનના સાચા

સેવક કહેવડાવવા માંગતા હો, તો આગમો સિવાય એક પણ ડગલું ભરશો નહીં. આગમ આપણા સર્વસ્વ પ્રાણ છે, નહીં તો એના સિવાય તમે નિષ્પ્રાણ કલેવર સમાન જ છો, એમ ચોક્કસ માનજો. આ આગમોના સ્વરૂપને સમજવા ઘણો સમય આપવો પડશે, ઘણી વિચારણા કરવી પડશે, અને એને સમજાવનારા કે સંભળાવનારા પાસે જઈને તત્ત્વાવબોધ થાય એવી ચર્ચાઓ કરવી પડશે. વિધિ નિષેધાત્મક વિધાનોના ગહન ભાવો સમજવા પડશે. વળી જે સરકારના તંત્રમાં રહીએ તેના ઓર્ડરનું માન તો આપવું જ પડે. કાયદા કાનૂનનો ભંગ કરવો એ દુનિયામાં પણ એક મહાન ગુન્હો ગણાય છે. કાયદો એ દેશના માનવીઓના સંરક્ષણનું મુખ્ય સાધન છે. એ જો ન હોય, તો હંમેશાં અવ્યવસ્થાનો પાર રહે નહીં. એ કાયદાના એક ગ્રંથમાં એવી શી તાકાત હશે, એ વાંચક વર્ગ સ્વયં વિચારે ! તો પછી આવું ભગવાન મહાવીર દેવના શાસનનું વિશાળ તંત્ર, અને તેની ૨૧૦૦૦ હજાર વર્ષ સુધીની અવસ્થિતિ માટે આ ૪૫ આગમોની કેમ જરૂર નહીં ?

એ જિન સિદ્ધાંત અપેક્ષાવાદથી ભરેલો છે. વચનો અવિતથ છે, સર્વ શુધ્ધ છે. તો પછી એની વિરુધ્ધમાં અપલાપ કરવા બરોબર તો દુનિયામાં કોઈ પાપ નથી. પિતાની, માલિકની કે સરકારની વિરૂધ્ધમાં ભાષણ કરાય તો શિક્ષા કરવામાં આવે છે, તો આ પ્રમાણે જિનવચન વિરૂધ્ધ લવલવાટ કરવામાં કેમ પાપ નહીં લાગે? નવો મત કાઢતાં એ પાપ સૌથી પ્રથમ પગથિયા રૂપે આદરવું પડે છે. એમાં કોઈ બધાય આગમોનો લોપ કરે, કે કોઈ થોડાનો લોપ કરે, પરંતુ એ

બધું તાંડવ મોહરાજાનું નહીં તો કોનું છે? જેવી રીતે ને જેટલું પાપ ભયંકરતા ભરેલું એ આજ્ઞાને લોપવામાં છે, તેવી જ રીતે નુકસાનને બદલે અગમ્ય પુણ્યનો લાભ એ આગમ આજ્ઞાના પાલનમાં, એ આગમ વચનો પ્રત્યેની બહુમાનભરી શ્રદ્ધામાં અને વર્તણુકમાં છે. એ કારણથી બેઉ વસ્તુ સાથે બતાવી છે, કે જિનાજ્ઞાનો વિરોધી ભયંકર પાતકી છે, ને જિનાજ્ઞાનો પાલક સાચો ધર્મી છે. જે છોકરો સામું બોલે તે ગમતો જ નથી. પછી ભલે તે ભણેલો ગણેલો પણ હોય. જે પુત્ર આજ્ઞા પાળતો હોય, તે જ પિતાને વહાલો લાગે છે. તેમ આજ્ઞાનું આરાધન શુભ ફળ આપે, ને વિરાધન અશુભ ફળ આપે એ સ્વાભાવિક બની જાય છે. વિરાધનાનો ડર રાખી, આરાધનામાં ઉજમાળ રહેવાનો અમર સંદેશ અહીં મળી રહે છે. શાક સમારવા રાખેલા ચપ્પુનો ક્રોધાવેશમાં આવી કોઇને મારવામાં દુરુપયોગ થાય, તો લાભ ને બદલે મોટું નુકસાન પણ થઇ જાય છે. ડૉક્ટરને ત્યાં રાખેલી દવાઓ જે ઘણાંને લાભકારક નિવડે છે, તેજ દવાઓમાંની કોઇ ઝેરી દવાને આપઘાત માટે સાધન બનાવાય તો નુકસાન ક્યાં નથી થતું? જેને એમ વિરાધનાનું ફળ ભયંકર પાપમાં માનવામાં વાંધો હોય, તે અખતરો સંસારમાં કરી જૂએ. જેમ કે, જે મળે તેની સાથે કડવું બોલે, લાત મારીને વાત કરે, નોકરી કરે ને બોલી કરે કે તમારું કહેલું હું કદી નહીં માનું, પોલીસ સ્ટેશને જઇને કહી આવે કે હું કાયદાને માનતો નથી, ને માન આપવા પણ તૈયાર નથી....વિ....વિ....તો શું પરિણામ આવે છે તેનો અનુભવ કરે!

અહીં સૂત્રને અથવા આજ્ઞા ધર્મને સર્વોત્કૃષ્ટ ધર્મ

બતાવીને કર્તાએ એક સૂચન કર્યું છે, કે સાપેક્ષ સિદ્ધાંત વીતરાગનો હોવા છતાં, અહિંસા ધર્મ, સંયમ ધર્મ તથા તપ ધર્મ વિગેરે ધર્મોની અપેક્ષાએ એ બધાથી ચડિયાતો આ આજ્ઞા ધર્મ છે, કે "જિન વચન એ અન્યથા નથી જ." ધર્મના બીજા બધાય પ્રકારોની સાથે સરખામણી કરતાં જણાશે, કે દુનિયાભરમાં કે મિલિટરીમાં પણ આજ્ઞા પાલન જેવો બીજો સર્વોત્કૃષ્ટ કોઇ ધર્મ નથી. "आणाए धम्मो" એજ વસ્તુનું સમર્થન કરે છે. એનો અર્થ એ થયો, કે જિનાજ્ઞાને શિરે ચડાવવી જોઇએ. તેનું દ્યોતક કપાલ પર કેસરનું તિલક ભક્તવર્ગ કરે છે, કે "હે ભગવાન્, હું તારી આજ્ઞા શિરે ચડાઉં છું." તે આજ્ઞા શેઠની, પિતાની, કે ગુરુની આજ્ઞા કરતાં પણ લાખોગુણી મહત્ત્વવાળી છે. જે આજ્ઞાધર્મનો પાલક બને છે, તે આત્મા અહિંસા, સંયમ કે વિનયાદિ ધર્મોને કદી અવગણનાર બનશે જ નહીં, એ પણ એની આજ્ઞાના અમલની ટેક ઉપરથી સમજી શકાય તેમ છે. જિનાજ્ઞાના પાલન માટે મયણા સુંદરીની જેમ પિતાની આજ્ઞાને કોઇવાર તરછોડવી પણ પડે છે.

હવે એ સૂત્ર શું છે? એ શું સમજાવે છે? જો હું અમલ ન કરું, તો તે આજ્ઞાઓને તિરસ્કારવાથી મારા આત્મા પર કઈ અસર પડે? વિરાધનાથી બચવા મારે શું શું કરવું જોઇએ? એના પાલનથી મારા આત્મા પર કેવી કેવી અસર થશે? ને હું મને પોતાને કેટલો અહોભાગ્ય માનીશ? એ આગમો મારે સાંભળવા જ જોઇએ. સાંભળીને તદનુસાર અમલ કરવો જ જોઇએ. એ અમલીકરણ કરવા સાંસારિક લાભોને ઉવેખીને પણ, મારી અન્યૂનાધિક શક્તિનો ઉપયોગ મારે કરવો જ જોઇએઃ એવી ભાવનાથી ભવિજીવ અથવા ધર્મારાધનમાં

ઉજમાળ રહેતો આરાધક આત્મા જે મતોના ઝેરથી દૂર રહીને, પરમ કલ્યાણકારી જિનોક્ત સ્યાદ્વાદ સિદ્ધાંતનો ઉપાસક છે, જે વિશુદ્ધ સાપેક્ષ વ્યવહારને અમલમાં મૂકી રહ્યો છે, તેવો સન્માર્ગમાં સ્થિર થએલો વિશિષ્ટ આરાધક ધર્મી સમજપૂર્વક ઉલ્લાસથી જે ક્રિયા કરે છે, ને કરાવે છે, તેનું જ "શુદ્ધ ચારિત્ર છે" એમ ચોક્કસ સમજવું. "સૂત્ર મુજબની ક્રિયા" એમ કહીને અહીં "ज्ञान क्रियाभ्यां मोक्षः" નું મહત્ત્વ સમજાવ્યું, કે સૂત્રો સાંભળે, તેના પર શ્રદ્ધા કરે, એના ગીતાર્થોનો સંપર્ક સાધે, ત્યારે તત્ત્વોનાં રહસ્યો સમજાય છે. એ સૂત્રોમાંની અપેક્ષાઓ સમજવા કે સાંભળવા કોઈ જ્ઞાની પાસે જઇએ ત્યારે તે સમજી શકાય છે. એમની સમજાવટ વીતરાગના 'સાપેક્ષ સિદ્ધાંત'ની અનુકૂળ છે કે નહીં, એ જરૂર જોવું જોઇએ. સાપેક્ષ સિદ્ધાંતોની અનુકૂળ જો ન હોય, તો વિચારવાનું રહે છે કે મારે મુક્તિ માર્ગથી ચલિત થવું નથી. તેઓ ભલે સાપેક્ષ વચનવાળા શાસ્ત્રો પ્રમાણે વર્તતા ન હોય. તેઓ જિનાજ્ઞાથી વિરુદ્ધ બોલીને, ભોળી જનતાને ફસાવીને, ધર્મને બદલે અધર્મ કરાવી ઘોરપાપ માર્ગે જઇ રહ્યા છે, તેથી મારે દૂર રહેવું. જો એમનું માર્ગદર્શન સૂત્રાનુસારી હોય, તો વિશેષ આગળ વધાશે, ને ક્રિયા યોગને સારી રીતે સાધી શકાશે. ક્રિયા કરાવનાર પણ સૂત્રાનુસારી હોવા જોઇએ. એવી રીતે પોતે પણ જો સૂત્રાનુસારી જ્ઞાન મેળવી, તદનુસાર ક્રિયાનો ખપી બની તેવી જ ક્રિયાનો અનુરાગી હોય, તો એઉની ચારિત્ર, સામાયિકાદિની ક્રિયાઓ શુદ્ધ થઇ શકે. આથી એ પણ સિદ્ધ થાય છે, કે પહેલાં વિચારણા આગમાનુસારી થવી જોઇએ, ને પછી તદનુસાર ક્રિયાનો અમલ થવો જોઇએ. એટલે "પ્રથમ જ્ઞાન ને પછી

ક્રિયા" નો સિદ્ધાંત અહીં સૂચવ્યો. વળી "पढमं-नाणं-तओ दया" (પહેલાં જ્ઞાન ને પછી ચારિત્રમાં પ્રગતિ) નો સિદ્ધાંત કર્તાએ અહીં અપનાવ્યો.

વળી ગુરુ સાપેક્ષ વ્યવહારોના જાણકાર કેવા હોવા જોઈએ; કે જેઓ મતાગ્રહથી પર હોય, તેની પણ આંશિક સૂચના અહીંથી મળી જાય છે, કે જેઓ ઉત્સૂત્ર જેવા ઘોર પાપથી અલિપ્ત રહેતા હોય, જિનાજ્ઞાના પાલનમાં ઉદ્યમશીલ હોય, અને ભગવાનની આજ્ઞાનુસાર પોતાની શક્તિ મુજબ વર્તન રાખતા હોય, તેવાનું જ ચારિત્ર વિશુદ્ધ છે એમ માનવું. એવા વિશુદ્ધ ને આરાધક ભાવવાળાનું શરણ સ્વીકારવું, કે જેથી ધ્યેયની સિદ્ધિ થાય. પૂર્વે બતાવી ગએલા ઉત્સૂત્રભાષી મતવાદીઓએ શાસનને ઘણું જ નુકસાન પહોંચાડયું છે, તેથી અહીં સાચાની ઓળખાણ પણ સાથોસાથ આપી દીધી. આટલું ગહન સ્વરૂપ-વાળું અર્થજ્ઞાન આટલા નાના સ્તવનમાં પંચમ કાલના જ્ઞાનીઓ સમાજને આપી શકે છે, તો વીતરાગ અનંત જ્ઞાનીઓના કથન રૂપ એક સૂત્રમાં અનંતા અર્થ કેમ ન ઘટી શકે? ઉત્સૂત્ર ભાષણનું પાપ આવું ભયાનક છે; એમ બતાવ્યું, તેથી તેનાથી બચવાની સૌને અહીં એક અણમોલ હિત બુદ્ધિથી સૂચના જ માત્ર કરવામાં આવી છે. જેમ રસ્તો વાંકો ચૂકો હોય, કે ઉંચો નીચો બહુ આવતો હોય, તો પહેલાં અગાઉથી Danger (ડેન્જર) નું લાલ સાઇનબોર્ડ લગાડવામાં આવે છે, તેમ આ સૂચના ડેન્જરની એક સૂચના છે. એ પાટીયું આપણને બચાવતું હોય, તો આ ગમ્ય પુરુષોના અનુભવ વાકયોથી આપણને લાભ કેમ ન થાય. (૬)

શ્રી જિનેશ્વર દેવના ૪૫ આગમોના ઉપદેશનો મુખ્ય સારજ

એ છે, તે અમે ઉપરની ગાથાઓમાં કહી બતાવ્યો. ગચ્છાદિના કે કપોલકલ્પિત મતોના મમત્વ વિના સિદ્ધાંતને અનુસાર જે જે પ્રવૃત્તિ સંસારી આત્મા આદરે, એટલે શુદ્ધ દેવ–ગુરુ અને ધર્મની સાચી પરખ કરી શ્રદ્ધાને ટકાવી રાખે એવો જે સાર ભગવંતે ભાંખ્યો છે, તે જ પરમાર્થ છે. ભગવાનના ઉપદેશનો ટૂંક સાર–બહુ સંક્ષેપથી પણ મુખ્યતયા તે દ્વારા બહુજ ઉંડું તત્ત્વજ્ઞાન આપીને પૂજ્યશ્રીએ અહીં જૈન સમાજના વિચારશીલ આરાધક આત્માઓનું સમકિત નિર્મળ રાખવા, અનહદ ઉપકાર કર્યો છે. તેવા હૃદયદ્રાવી ઉપદેશને, શાસ્ત્રોનું દોહન કરવા રૂપ જે અપેક્ષાએ, જે હેતુથી, ને જે વિષયને ઉપલક્ષીને એ વર્ણન કરવામાં આવ્યું છે, તેને જે પુરુષો અગર સ્ત્રીઓ પોતાના ચિત્તમાં હંમેશાં ધારણ કરશે, તે આત્માઓ ઘણાં કાળ સુધી શાતાવેદનીયનાં દેવતાઈ સુખોનો અનુભવ કરી, આનંદના સમૂહનું જે મોક્ષ રૂપ રાજ છે, તેને પામશે, અથવા તો મોક્ષ સુખ પામશે. (૭)

